—: શાપિત ગાંધર્વ-કન્યા :—

# જળ કુમારી

-:કિંવા:-

## ❀ હૂરે કાશ્મીર ❀

[ સાત જન્મની રહસ્યભરી કાલ્પનિક કથા ]

### ભાગ-બીજો

ઉદ્દેશ: કલ્પના-શક્તિ કવિની ક્યાં સુધી પહોંચી શકે ?
બસ ! માપ એનું માપવા આ નવલિકા લેખક લખે.

પ્રયોજક : "પુષ્પ"
વાડીફળીઆ પટેલીઆ શેરી-સુરત



: પ્રકાશક :
રણછોડલાલ મોતીલાલ શાહ
બુકસેલર્સ અને પબ્લીશર્સ
રીચીરોડ—અમદાવાદ

આવૃત્તિ-પહેલી ]     ઈ. સ. ૧૯૩૦     [ પ્રત-૨૦૦૦

મૂલ્ય : આઠ આના

# અનુક્રમણિકા





ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે
છાપ્યું. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.



# બે બોલ

ભગવતી બ્રહ્મતનયાના પૂજનથાળમાં હું મ્હારી પુષ્પ-વાટિકામાં અનિચ્છા છતાં ઉગાડવા પડેલાં આ પુષ્પને ધરતાં આજ શરમાઉં છું, સંકોચ પામું છું. કોઈ પૂછશે, એવું તે એમાં શું છે? કે શરમ ને સંકોચ!

ખુલાસામાં મ્હારે કહેવાનું એ છે, કે મ્હારી આજની દૃષ્ટિએ એમાં નથી એવી કોઇ જાતની સૌરભ, કે નથી કોઇ જાતનું સૌન્દર્ય! સંવત્ ૧૯૮૩ ના કાર્તિક સુદિ પ્રથમાને દિને અમુક સંજોગોમાં મ્હારી લેખીનીએ અમુક સ્નેહીના અત્યાગ્રહને વશ થઇ આ પુસ્તકનો પ્રથમ ભાગ લખી આપ્યો હતો. એને આજ સાડાત્રણ વરસ થયા. એટલા વખતમાં મ્હારી લેખીની, મ્હારી શૈલી અને મ્હારી ભાવના સર્વમાં એવાં તો જબરાં પરિવર્તન થઈ ગયાં છે, કે મ્હને ઐતિહાસિક સામાજીક અને હાસ્ય-રસિક પુસ્તકો સિવાય આ પ્રકારના કાલ્પનિક કે ડિટેકટીવ પુસ્તકો લખતાં તિરસ્કાર અને કંટાળો આવે છે.

તેમ છતાં પ્રકાશક મહાશયની વારંવારની સૂચનાઓથી હારી, અને “ અડધું પલાળ્યું તો પછી પૂરૂં જ કરવું ” એ સિદ્ધાંતને ન્યાય આપી, સામાન્ય જનસમાજની આ પ્રકારની અભિરૂચી અને અધીરાઇને આજ મ્હારે ન છૂટકે પણ સંતોષવી પડી છે. ત્રણ ત્રણ વર્ષના લાંબા ગાળા પછી એની પૂર્ણાહૂતિ કરવા જતાં કદાચ આજ મ્હારાથી એવી કોઈ શરતચૂકો વસ્તુસંકલનામાં થઈ ગઈ પણ હોય. તો તે માટે પ્રત્યેક વાંચક મ્હને મિત્રભાવે સાભાર સૂચવશે.

આ પ્રકારની નવલકથાઓ લખવામાં મ્હારો ઉદ્દેશ મ્હેં મુખ પૃષ્ટ પર છાપેલી કવિતાની બે લીટીમાં જ જણાવી દીધો છે, તે છતાં કોઇ સાહિત્ય પ્રેમીની નજરમાં મ્હારી આ કૃતિથી હું અપરાધી ઠરૂં, તો મ્હારે નમ્રતા સાથે તેને જણાવી દેવું જોઇએ, કે આ પ્રકારના લખાણમાં કશો જ સ્તુત્ય હેતુ કે કોઇ જાતની પણ સાહિત્ય સેવા હોય, એમ હું પોતે પણ માનતો નથી. કેવળ કવિ શામળ ભટ્ટની માફક આ એક વાચાહીન કલ્પનામાં નાચતી કૂદતી અને વિવિધ શણગારે શણગારાયલી ઢીંગલી છે !

કંઈ નથી, છતાંય પ્રત્યેકમાં કંઇક હોય છે જ, અને આમાં પણ હોવું જોઇએ. ' એ ભાવનાથી નિહાળનારને, મ્હારી બેતબાજીની કેટલીક પંકિતમાંથી પોતાના સમયનો થોડો ઘણો પણ સદુપયોગ થવા જેટલું તો અવશ્ય સાંપડશે જ. છેવટ મ્હારી આ કૃતિ જેમ સમાજના અગર દેશના શિષ્ટ સાહિત્યને કશો પણ ઉજ્વળતાનો ઓપ ચઢાવવા ભાગ્યશાળી ન જ થાય, તેમ એને ઝાંખપ લગાડે કલંકિત કરે, એવું પણ એમાં કશું નથી.

પ્રત્યેક નિરીક્ષક અને પરીક્ષક આમાંથી તારવાય એટલું નવનીત તારવી લઇ બાકીનો નકામો છાશનો ભાગ પડતો મૂકે, અને પ્રભુ ભવિષ્યમાં મ્હારી અન્ય ગગનગામી કલ્પનાઓને કાગળ ઉપર ઉતારવા સંજોગો બક્ષે, એજ અભ્યર્થના !

| | | |
|---|---|---|
| તા. ૧-૭-૩૦ | ભવદીય ' પુષ્પ ' | વાડી ફળીઆ |
| | | પગથીઆ- |
| | ગમનલાલ હીરાલાલ બદામી | શેરી-સુરત |

# જળકુમારી

—: કિંવા :—

# હૂરે કાશ્મીર

પુષ્પ: ૧

" ભલભલા ભૂલે "



સ રજનહારે સૃષ્ટિને સૌન્દર્ય તો બેશુમાર બક્ષ્યું છે, પરંતુ તે પૂજવા માટે, ઉપભોગવા માટે નહિ. પુષ્પ અને એની પરાગ પૂજનમાં વપરાય, પરન્તુ એ પગ નીચે તો ન જ છૂંદાય–વ્યર્થ તો ન જ વેડફાય. સૃષ્ટિનો અણમૂલો ખજાનો સૌન્દર્ય ! એને પતિત ન કરો, પાવન રાખો; કારણકે પવિત્રતા વિનાના એક પલકભર ચમકતાં પિત્તળ જેવાં સૌન્દર્ય માનવ અગર તો દાનવ–પૂજામાં ભલે ચાલે, પરંતુ દેવ–પૂજાને માટે તો એ સર્વથા નિરર્થક–નકામા જ !

તેમ છતાં આજ એ વિચાર કોણ કરે છે ? આજ તો જેને દેખીને આંખો ઠારવી જોઇએ, એને જ અવલોકીને આલમ આંધળી ભીંત થઇ જાય છે. જે ન્હાવા માટે છે, એને જ સ્હાવા અને ખાવા

થાય છે. જે સર્વ જગતના સુખ અને શોભાને માટે સરજાયલું છે, એને પોતાના એકલાના સ્વાર્થને માટે ફના કરવા તૈયાર થઈ જાય છે.

મધ મધ બગીચે મ્હેંકતાં ચારૂ ચમન ચૂંટાય છે,
સૌન્દર્ય ને શોભા અનેરાં એમનાં લૂંટાય છે.
જો દેવ-પૂજન કાજ ગૂંથે કોઇ માળા ફાંકડી,
તો કોઇ ચૂંટે ક્રૂર એની પ્રિય એવી પાંખડી.
ન્હાની નજીવી માનીને જો વેડફો તો ભૂલ છે,
કુદરતની એકેએક આવી વસ્તુઓ અણમૂલ છે.

ઝવેરીને હાથે ચઢે તો એની ઉપર પ્હેલ પડે, એ કોહીનુર કહેવાય, એની કરોડોની કીંમત અંકાય, એના માન વધે; અને એજ જો ગમાર કુંભારને હાથ આવે તો કાચના કટકામાં એની ગણતરી થાય, કોડીની કીંમત લેખાય, છેવટ ગધેડાને પગે બંધાય. અર્થાત પાણી તલવારમાં નહિ પરન્તુ તલવાર ફેરવનારના હાથમાં હોવું જોઇએ. બાકી........

પચરંગી પુષ્પો ખીલતાં નિત્યે નવા વન-ઉપવને,
કરમાય કંઇ, કચરાય કંઇ ઉગેછ એવા આથમે.
આશાભર્યાં નવ્વાણુ એમાં ધૂળમાં લેટી પડે,
સદ્ભાગી સોમાં એક જ્યારે દેવને કંઠે ચઢે.
આનન્દ અંતર એકને...આંસુ હજારો આંખમાં,
અમૃત કરતાં ઝેર પુષ્કળ છે જગતની પાંખમાં.

ઓ પ્રભુ! પિતા! મ્હને નથી સમજાતું, તું સમજાવ. મ્હારે ગળે નથી ઉતરતું, તું ઉતાર.

જો પાંચ ખરતા તારલા તો એક તારો ઊગતો,
એનો ખુલાસો ઓ પ્રભુ! હું આજ તમને પૂછતો.
સૌન્દર્ય સર્જ્યું શોભીતું (પણ) શક્તિ ભૂલ્યો સંરક્ષવા,
એવી ભૂલો તું કાં કરે? ઓ ઈશ! ઇચ્છું પૂછવા.
નાદાન બુદ્ધિના બધા ગુન્હા કીધેલા માફ છે,
આલોક માટે આપનો આવો જ શું ઈન્સાફ છે?
× × × ×
નીચે અમે રહીએ તમે આકાશને માળે ઉંચે,
આવા સવાલો આપને કહો કોણ હિંમતથી પૂછે?
મ્હોટો દીવો રાખ્યો તમે તેજસ્વી જે કહેવાય છે,
ન્હાનો દીધો અમને કહો કઇ જાતનો એ ન્યાય છે?
× × × ×
અમૃત-જળ-વાયુ વગેરે આપને ત્યાં સહુ ભર્યા,
હું એ પૂછું છું પક્ષપાતો આ બધા શાને કર્યા?
ઉંડા તમારા ખેલ જો કે સમજવા મુશ્કેલ છે,
આ પણ તમારી ઝુંપડી એ પણ તમારો મ્હેલ છે.

અને ન્યાયી નિરંજને એનો જવાબ આ રીતે દીધો.

* * * * *

અર્ધ બેશુદ્ધ અવસ્થામાં દટાયલી સરિતાને આજ ન્યાયી નિરંજનના નિર્મળ ન્યાયનો સાક્ષાત્કાર થયો. લુટારૂ મુબારકના હાથમાં પ્રધાન બુદ્ધિસાગરનું તીર વાગતાં તેના હાથમાંથી કમાન ઉપર ચઢાવેલું તીર સરિતાકુમારીનું કપાળ વિંધવાને માટે સડસડાટ છૂટયું. એક બાજુ અજગરે ભરાવેલી ચૂડથી ચીસેચીસ નાખતો બુદ્ધિસાગર તો બીજી બાજી લોહીથી ખરડાયલા કાંડાવાળો લૂટારૂ બંને જમીન ઉપર ઢળી પડતાં ફાટી આંખે આ પલક માત્રમાં બનનાર હૃદયભેદક દશ્ય

અવલોકી રહ્યા હતા. મૃત્યુના વિકાળ દૂતને સપાટાબંધ પોતાની તરફ ધસી આવતો અવલોકતાં એ અભાગીની સુંદરીએ પણ પોતાની અશ્રુ-ભીની પાપણો ભયની એક ધીમી ધ્રૂજારી સાથે ઢાંકી દીધી...

પરન્તુ એ ત્રણેના મોઢામાંથી અફસોસનો એક પણ ઉદ્દગાર સરે, તે પ્હેલાં તો ધર્મી અને સદાચારીની વ્હારે કુદરતનો દૂત ધાયો. પોતાના સાથીઓ સહીત અરણ્યમાં શિકાર ખેલવા નીકળેલો **સ્નેહ-પુર**નો રાજા **સર્વદમન** એક મૃગલીની પાછળ દોડતો દોડતો ત્યાં ધસી આવ્યો. એણે પોતાના શિકારને વિંધવા બાણ છોડયું. જીવ બચાવવા ન્હાસતી હરણીએ એ નિશાન ચૂકાવી **સ**રિતાને જે જગ્યાએ દાટી હતી, તેજ જગ્યાએ છલંગ મારી, એટલે મુબારકના હાથમાંથી છટ-કેલું એ તીર વચ્ચે આવી પહોંચેલી એ હરણીના પેટમાં પેંસી ગયું. નિર્દોષ હરણી એક તીણી ચીસ નાખી રૂધીરથી તરબોળ થઈ ત્યાં તરફડી પડી. એક પશુ-જીવે પોતાના પ્રાણ પાથરી એક મનુષ્ય-જીવને ઉગારી લીધો. અને એ મુંગા પ્રાણીની મૃત્યુ વખતની એ છેલ્લી કારમી અને હૃદયભેદક કીકીયારીએ **સ**રિતાની મીંચાયલી આંખો ઉઘાડી નાખી.

આ બાજુ **સ**ર્વદમન હરણીને તરફડી પડેલી જોતાં તેને પોતાના જ તીરનો શિકાર થએલ સમજી અશ્વ સાથે ત્યાં આવી ઉભો, ત્યાં તો એની નજર હરણીની પાસે જમીનમાં દટાયલી **સ**રિતા ઉપર પડી. તત્કાળ એ અશ્વ ઉપરથી નીચે ઉતર્યો. એટલામાં એના સાથીઓ પણ આવી પહોંચ્યા. રાજાએ તેમને એ સુંદરીને બ્હાર કાઢવાનો હુકમ કર્યો.

"ઓહ્! આખરે બચી ગઇ..." એટલું બોલી પોતાને જમણે હાથે ડાબા હાથનું લોહી ઝરતું કાંડુ દાબી લૂટારૂ મુબારક પકડાઈ

જવાની બ્હીકે સમય વિચારી ત્યાંથી પાછલે પગે પલાયન થઇ ગયો. દરમ્યાન ખાડામાંથી બ્હાર કાઢવામાં આવેલી સરિતાએ પણ ખુલ્લી હવા અને ઉપચારના પરિણામે પોતાની કમળ–પાંદડી શી કોમળ પાપણો પાછી ઉઘાડી. હજૂય એની આંખોમાં કરૂણા અને કંપારીની આછી ભિનાશ તરવરી રહી હતી. હજૂય એના હૈયામાં ભયની થરૂ-થરાટીના ભણકારા દીસતા હતા. પોતાને જીવતી ને જાગતી એક અજાણ્યા યુવકના ખોળામાં માથું મૂકી સૂતેલી જોતાં જ તે સહસા ચમકીને વસ્ત્રનો પાલવ સંકોરી–માથે ઓઢી સત્વર ઉભી થઇ ગઈ. અવ્યવસ્થિત વસ્ત્રો ઠીક કરતાં કરતાં એ ઉપકારના ભારથી દબાયલી આંખે નીચે વદને ધીરેથી બોલી: “ મ્હારા વીરલા જીવનદાતાનું શુભ નામ હું જાણી શકું છું કે ?”

“ શા માટે નહિ ? સુંદરી ! હું સ્નેહપુરનો સ્વામી સર્વદમન છું. સાથીઓ સાથે શિકાર ખેલતો ખેલતો આ મૃગલીની પાછળ અહીં આવી ચઢયો, અને ઇશ્વરકૃપાએ આપને ઉગારી લેવા ભાગ્ય-શાળી થયો. પરંતુ સુંદરી ! તમારી આવી દશા કરનાર શયતાનનું નામઠામ બતાવશો વારૂ ?”

સરિતાએ મુબારકને શોધવા આમતેમ નજર દોડાવી, પરંતુ તે કયાંય જોવામાં આવ્યો નહિ, એટલે એ બોલી: “ મહારાજ ! એ બદમાશ લૂટારૂ મુબારક હમણા જ અહિં હતો, પરન્તુ આપને આવી પહોંચેલા જોતાં જ એ કયાંક ન્હાસી ગયો લાગે છે. હશે, જવા દ્યો એને. ઇશ્વર એને એના પાપની શિક્ષા કરશે. પરન્તુ રાજન્ ! આપના આ અનન્ય ઉપકારનો બદલો હું એક અબળા શી રીતે વાળી શકું ?”

“ પહેલાં તો આપનો પૂરેપૂરો પરિચય આપીને. ”

"હું !" સરિતા અહીં જરા ખંચાઈ, અને પછી પોતાનો સત્ય પરિચય છૂપાવતાં તે બોલી: "મ્હારૂં નામ સરિતા છે. મ્હારા પતિ આ જંગલમાં પાણી લેવા જતાં મ્હને એક બદમાશ લૂટારૂ નામે મુબારક બળાત્કારે ઉડાવી ગયો, અને જ્યારે મ્હેં એની નીચ લાલસાને તાબે થવાની ચોકખી ના પાડી, ત્યારે એણે મ્હારી છેવટ આ દશા......"

"તો શું તમે પરણેલા છો ?" અધીરા રાજાએ એનો ઇતિહાસ આગળ સાંભળવો પડતો મૂકી પ્રશ્ન કર્યો.

"હા મહારાજ."

સરિતાના સૌન્દર્યે સર્વદમનને કંઈ કંઇ કલ્પનાના તરંગોમાં વિહરતો કરી દીધો હતો, તે બધીય તરંગમાળાના ફૂલડાં એના આ ખુલાસાએ ખરી પડયાં. એના અંતરમાં આશાના અંકુર જેવા ઉદ્ભવ્યા હતા, તેવા જ પાછા ચીમળાઇને મરી ગયાં. છતાંય એ સરિતાને છળવા સૌન્દર્યના કેફમાં જ બોલ્યો: "સુંદરી ! તમે એકલા આ ગાઢ અરણ્યમાં કયાં જશો ?"

"મ્હારા જતા રહેલા જીવનસાથીને શોધવા."

"હવે એ તમને ક્યાં હાથ લાગશે ?"

"આલોકમાં અગર તો પછી પરલોકમાં."

"એવો છેવટનો રસ્તો લઈ જીવન છોડવા અગર તો આવી રીતે કોઈ દુષ્ટના હાથમાં ફસાઇ સહન કરવા કરતાં તો મ્હારી સાથે મ્હારા નગરમાં ચાલો. થોડા દિવસ મ્હારી મહેમાનગીરી સ્વિકારો, અને તે દરમ્યાન મ્હારા સેવકો આપના સ્વામીદેવતાને શોધી લાવશે."

"તમે મ્હને વચન આપો છો ? બોલ્યું અવશ્ય પાળશો ?"

"ક્ષત્રિય બચ્ચાના શબ્દ ઉપર વિશ્વાસ રાખો, સુંદરી!"

"રાજવીઓના શબ્દમાં એક વખત રૈયતને શ્રદ્ધા હતી, પણ આજ નથી રહી, રાજન્!"

"પરન્તુ મ્હારામાં રાખો, એક અપવાદ તરીકે."

"વચન પાળતાં રાજ તાજ પત્ની અને આ પિંડ વેચાયાં છે; અને વખત આવે વેચવા પડશે."

"એવો બારીક વખત ઉપસ્થિત થતાં કસોટી ઉપર ખુશીથી ચઢશું."

"ભલે, તો ચાલો."

* * * *

એક સૈનિકના અશ્વ ઉપર સરિતાને બેસાડી સર્વદમન સ્મિતભર્યે મુખડે અને કંઇક આશાભર્યે ઉરે આગળ વધવા લાગ્યો. એની વિકારથી ભરેલી આંખમાં ઘડી પહેલાની એ ઓગળી ગએલી વાસના ફરી પાછી તરવા લાગી.

તેઓ દશ કદમ પણ પૂરા ભાગ્યે જ આગળ વધ્યા હશે, ત્યાં તો અજગરના પંજામાં સપડાયલા બુદ્ધિસાગરે પોતાના બચાવને માટે બૂમેબૂમ પાડવા માંડી. એની કારમી ચીસના પડઘાએ એમને આગળ વધતા અટકાવ્યા. રાજા સર્વદમનની આજ્ઞાથી બે સેવકો એ અવાજની તપાસ કરવા ઝાડીમાં પેઠા. થોડીવારે તેઓ એક નવયુવાનને લઇ રાજા પાસે આવી ઉભા રહ્યા. "મહારાજ! પ્રચંડ અજગરની ચૂડના સપાટામાંથી આ અભાગી શિકારને છોડાવી અમે અહીં લઇ આવ્યા છીએ."

એક ક્ષણ એ ચાર આંખો શિકારીની બે આંખો સાથે એક થઇ, અને રાજા એ અજાણ્યા યુવકને કંઇ પણ સવાલ પૂછવા પોતાનું

મોઢું ઉઘાડે, તે પહેલાં તો અશ્વર ઉપરથી એ વરઘેલી વનિતા એકદમ નીચે કૂદી પડી. યુવકે એને પોતાના હાથો ઉપર અદ્ધર ઝીલી લીધી. હૃદયે–હૃદય અને અધરે અધર દબાયા. આંખોમાં હર્ષનાં પૂર ઉભરાયાં.

" મ્હારા નાથ ! "

" મ્હારી પ્રાણપ્રિયા..."

અને આ પ્રેમનાટક સર્વદમન તો સ્થિર આંખોએ જોઇ જ રહ્યો. જ્યારે બંને વિયોગી પતિ–પત્ની સંમિલન–સુખ લૂટી ધરાયા, ત્યારે સરિતાએ સ્થિર અને આશ્ચર્યભરી આંખોએ અવલોકી રહેલા રાજા સર્વદમનને ઓળખાવતાં પોતાના પ્રિયતમને કહ્યું: " નાથ ! જુઓ, આ રહ્યા મ્હારા તેમજ તમારા ઉભયના જીવનદાતા સ્નેહ-પુરના સત્તાધીશ રાજેન્દ્ર સર્વદમન પોતે."

બુદ્ધિસાગરે રાજા સર્વદમનને મસ્તક ઝુકાવી વંદન કર્યું. રાજા સર્વદમનને હવે એની ઓળખાણ પૂછવાનું રહ્યું જ ન્હોતું. પોતાના સેવકોએ બચાવેલો નવયુવાન તે સરિતાનો સ્વામી છે, એ વાત તે સારી રીતે સમજી ગયો હતો. એની આશાનો અર્ધ ચણાયલો કિલ્લો ફરી પાછો જમીનદોસ્ત થઈ ગયો.

અને જ્યારે મનુષ્ય સ્નેહ અને સૌન્દર્યના કેફમાં આંધળો અને પાગલ થઇ જાય છે, જ્યારે તેની આશાઓના દીપક એક પછી એક બુઝાતા જાય છે, ત્યારે તેનું શાન્ત મગજ તોફાનને વંટોળીએ ચઢે છે. નિરાશાના વાદળ તેના સારાસાર સમજવાના જ્ઞાન–સૂર્યને ઢાંકી દે છે. પોતાના મનની મુરાદ પાર પાડવા તે એક ક્ષણ માત્રમાં સાધુમાંથી શયતાન બની જવા ચૂકતો નથી. એનું વ્હાલ વૈરમાં, આનન્દ ઇર્ષામાં અને લાગણી ધિક્કારમાં પલટાઇ જાય છે.

સૌન્દર્ય-સિન્ધુ જોઇને જે સ્નાન કરવા ધાય છે,
ને સ્નેહના જળથી શરીરો જેમના ભિંજાય છે.
જેની રૂપાળી રોશનીમાં આંખ આકર્ષાય છે,
નાજૂક જેના દીલ તીરછાં તેજથી ઝંખાય છે.
પાગલ પતંગો પ્રેમની એ મસ્તીમાં સળગી મરે,
ને પ્રેમ-રસ પીતાં મધુકર પ્રાણુ પોતાના હરે.

*   *   *   *

પણુ અન્ય કોઇ પતંગ આવી એજ દિપક પર રમે,
ને એ કમળના પુષ્પ પર મકરંદ જો બીજો ભમે.
તો પ્રેમીઓની આંખમાં કચરૂં પડે છે ક્રોધનું,
ઉભરાય છે પાણી પછી ત્યાં શત્રુતાના ધોધનું.
ઉતરે ખુમારી પ્રેમની આશક બને છે આંધળો,
પરિણામમાં પસ્તાઇને ચાખે પછી કડવા ફળો.

અને એ ઇર્ષાના અગ્નિમાં પછી એકલી એ એક પ્રિય વસ્તુ જ નથી હોમાતી, બલ્કે એની સાથે બીજી કેટલીય નિર્દોષ કલિકાઓ પણ ફૂંકાઇ જાય છે. અરે કેટલીક વાર તો પ્રેમી પોતે પોતાનો પ્રાણુ પણ એ આગમાં પાગલ બની હોમી દે છે.

સૌન્દર્યનો એ કેફ જ્યારે આમ ઉતરી જાય છે,
ને આંખમાં ઇર્ષા તણું જ્યાં ઝેર એ રેડાય છે.
ત્યારે હૃદયનો વેગ એ રોકયો પછી રે'તો નથી,
કાતીલ કીનો કોઇને ડરવા જરી દેતો નથી.

*   *   *   *

એ એક તણખો વૈરનો ઉત્પન્ન કરે છે આગને,
ઉજ્જડ કરે છે સ્નેહના સુંદર સુશોભિત બાગને.
લીલાશ મીઠી લ્હેરતી સૂકી કરે છે સ્હેજમાં,
સ્વપ્નેય અંજાશો નહિ સૌન્દર્યના એ તેજમાં.

* * * *

આજ રાજા સર્વદમનની નિરાશાએ પણ એના હૃદયમાં ઇર્ષાની અગ્નિનો ભડકો સળગાવ્યો. એની બુદ્ધિ ભ્રમિત થઇ. ' આ પતિ–પત્નીને હરકોઇ ઉપાયે પોતાના નગરમાં લઇ જઇ છૂટા પાડી બળાત્કારે પણ એ સુંદરીને હાથ કરવી, એવો દ્રઢ સંકલ્પ મનમાં કરી એ **मधु तिष्ठति जिव्हाग्रे हृदये तु हलाहलम्**ના સુત્રાનુસાર એ મીઠા મધ જેવા શબ્દોમાં ઉપર ઉપરથી બોલ્યો: " લ્યો, ત્યારે તો હવે સરિતાકુમારી ! આપને ક્યાંય જવું નહિ પડે. હવે તો તમે બંને મ્હારા નગરમાં ચાલો, અને બે દિવસ અમારી મોંઘી મહેમાનગીરી સ્વિકારો. "

" મહારાજ ! આપની કૃપા છે, તો બસ; પણ હવે મ્હારે કોઇ પણ સારા શહેરમાં જઇ કોઈ નોકરી શોધી લેવી જોઇએ. અને એટલા માટે..."

" ઓહો, એમ છે, ત્યારે તો વળી એથીય રૂડું. એક પંથે બે કામ થશે. તમે મ્હારી સાથે મ્હારા શહેરમાં જ ચાલો. હું હાલ તમને મ્હારા તરફથી ખાવાપીવા તથા રહેવા–કરવાનો બંદોબસ્ત કરી આપીશ. ત્યાં રહ્યા રહ્યા તમે ખુશીથી કોઇ વ્યાપાર–ધંધો કરી શકશો. "

"પરન્તુ અમારા પ્રત્યેની તમારી આટલી બધી ભલમનસાઇનો બદલો અમે ક્યારે અને કેવી રીતે વાળી શકીશું ?"

"જ્યાં મનેમન મળે, ત્યાં પછી બદલાની આશા રહેતી જ નથી. કુમારી.! શુદ્ધ સ્નેહ અને સહકારમાં એવી વિનિમયની ભાવનાને સ્થાન જ ન હોઇ શકે."

"ભલે, તો આપની ઇચ્છાને અમે આધીન છીએ."

**સ**રિતા **બુ**દ્ધિસાગર અને **સ**ર્વદમન ત્રણે **સ્નેહ**પુરને રસ્તે વળ્યાં. છેવટે એ કામાંધનો ધારેલો દાવ પડયો. ચતૂર છતાં અંતરથી ભોળા અને નિષ્પાપ હૃદયનાં એવા એ પતિ--પત્ની એની સોનેરી જાળમાં આજ શિકાર થઈ ગયા.

જો કે **સ**ર્વદમન એવો વિષયલોલુપ રાજા ન્હોતો, છતાં પણ **સ**રિતાના સૌન્દર્યે આજ કોણ જાણે કેમ પોતાનું ભાન ભૂલી ગયો હતો. ખરેખર ! **મ**ત્સ્યગન્ધાના રૂપમાં **સં**તનુ અને **પા**રાશર ભૂલ્યા, **ભી**લડીના વેશમાં અને ઉષાના (પુત્રીના)નુપૂર--ઝંકારમાં **શં**કર ભોળવાયા, **દ**મયંતીમાં **પા**રધી ભૂલ્યો, **દ્રૌ**પદીમાં **દુ**ર્યોધન ભૂલ્યો, **સી**તાજીમાં **રા**વણ ભૂલ્યો, અને **અ**હલ્યામાં ઇન્દ્ર ડૂલ્યો, ત્યાં પછી સંસારી પામર જીવ એ **સ**ર્વદમન એ **સ**રિતામાં સરે તો એમાં શું આશ્ચર્ય !

સૌન્દર્યના સિન્ધુ જુઓ જ્યાં જ્યાં જગતમાં ઉછળ્યા,
પાપણ મીંચીને પાગલો પાણી પીવા ત્યાં ત્યાં પળ્યા.
કોક પલાળ્યો કંઠ તો વળી કોક બે પાછા વળ્યા,
બાકી બીજા સત્તાણુ સોમાં માટીમાં જઇને મળ્યા.

જાનાર તો ચાલ્યા ગયા પણ ચાલતા કહેતા ગયા,
લાખ્ખો મરી ફીટયાં ભ્રમર પણ કમળ કહો કોના થયા ?

× × × × × ×

લાખ્ખો પતંગ બળી મર્યા પણ દીપક એકના થયા ?
પ્રેમી ખરા તો એજ કે જે પ્રેમીની પાછળ ગયા.

છતાં એ રૂપાળી રોશની પૂંઠે રાજા-મહારાજાઓ અરે દેવ-દાનવો સુદ્ધાં દોડયાં છે, અને દોડે છે. ખરેખર !

બ્રહ્માની એ ભૂલભૂલામણીમાં ભલભલા ભૂલે.

## પુષ્પ: ૨

## " સત્તાનો મદ. "



"લ્યો, આ મ્હારા અંબોડામાં એક રાજમુદ્રિકા છૂપાવેલી છે, એમાંથી બજારમાં જઈ નવરંગી રેશમ લઇ આવો."

" પછી ? "

" પછી પૈસાનો ઢગ કરવો મ્હારે માથે. "

" ભલે. "

પ્રધાન બુદ્ધિસાગર રાજા સર્વદમનને આશ્રયે એના એક મકાનમાં પોતાની પત્ની સાથે ઉતર્યો હતો. આજ પતિ–પત્ની કોઇપણ પ્રકારનો હવે ઉદ્યમ કરવો, એ વિષય ચર્ચી રહ્યા હતા.

સરિતાની સૂચના મુજબ બુદ્ધિસાગરે બજારમાં જઇ રાજમુદ્રિકા વેચી રંગબેરંગી રેશમની ખરીદી કરી. એ રંગીન રેશમના તાંતણા પોતાની કોમલ કરાંગુલીઓથી એક એકની સાથે ગૂંથી એની ચતુર ગૃહલક્ષ્મીએ એક સુંદર બેનમૂન રૂમાલ ગૂંથ્યો. બીજે દિવસે પોતાના પતિને તે આપતાં બોલી: "લ્યો, આ રૂમાલ લઇ જઇ આજ દરબારમાં મહારાજને ભેટ કરજો; બદલામાં એ આપને જરૂર કંઇ ને કંઈ પણ શિરપાવ આપ્યા વિના નહિ રહે. જાવ..."

મંત્રમુગ્ધ મણીધર સમાન બુદ્ધિસાગર એ રૂમાલની સુશોભિત ગૂંથણી તરફ જોતો પોશાક પ્હેરી રાજ્યદરબારને રસ્તે પડ્યો. યોગ્ય સમયે ચોપદારે નેકી પોકારી, અને રાજા સર્વદમન આવી સિંહાસન ઉપર વિરાજ્યો.

નિત્યનિયમ પ્રમાણે આજ પણ તેણે બુદ્ધિસાગરની ક્ષેમકુશળતા પૂછી. જેના જવાબમાં બુદ્ધિસાગરે ઉભા થઇ મસ્તક ઝૂકાવ્યું. એટલે રાજા સર્વદમન બોલ્યાં: " હવે બોલો, તમે આ શહેરમાં શો ઉદ્યમ કરવા માગો છો ? તમારી પાસે કોઇ હુન્નર છે ?"

બુદ્ધિસાગર તેની પત્ની કરતાં ચતુરાઇમાં પાછો પડે એમ ન્હોતો. તક જોતા તેણે પત્નીની સૂચના પડતી મૂકી પોતાની નવીન જ ચાલાકી ચલાવી. " મહારાજ ! હુન્નર તો મ્હારી પાસે એવો અજબ છે, પણ...અફસોસ..."

" કેમ અટકી ગયા ?"

" તમારા શહેરમાં કોઇને એની કદર જ નથી."

" હેં ! એવો તે તમે શો અદ્‌ભુત હુન્નર જાણો છો ?"

" આ રહ્યો, કૃપાનાથ ! જુઓ."

રાજા સર્વદમને એના હાથમાંથી રૂમાલ લીધો. ઘડીભર તો એની તરફ જોયા જ કીધું. થોડી વારે તે બોલ્યો: " બુદ્ધિસાગર ! બેશક તમારી આ ચીજ કળાનો એક નાદર નમૂનો છે. પણ મ્હારૂં એમ કહેવું છે, કે આ બારીક ગૂંથણીમાં ફરેલી કુમળી આંગળીઓ તમારી પોતાની નથી કેમ ખરૂંને ?"

" મહારાજનું અનુમાન સત્ય છે. એનું માન..."

" આપની પ્રિયતમા સરિતાકુમારીને ઘટે છે. એમ જ ને ?"

" હા...કૃપાનાથ !"

" આહા ! શી ગૂંથણી ! જ્યારે એની કળા આટલી નાજૂક અને નમૂનેદાર છે, ત્યારે એની અંગુલીઓ કેવી નાજુક હશે ?" એ સ્વગત બડબડયો. એની વિસારે પડેલી વિષયલાલસા ફરી જાગ્રત

ગ્રઈ. પાસે ઉભેલા એક પ્રતિહારને રાજાએ આંખ મીંચી અણસારો કરતા કહ્યું: " બુદ્ધિસાગર ! જાવ, આ રૂમાલના મૂલ્ય બદલ આજ હું આપને એક હજાર સુવર્ણમુદ્રા આપવા ફરમાવું છું, તે રાજ્ય-ભંડારમાંથી લઇ આવો."

" જેવી કૃપાનાથની આજ્ઞા."

બુદ્ધિસાગરે મસ્તક નમાવી સેનાપતિની સાથે ચાલવા માંડયું. ત્યાં દરવાજામાં જ એ સ્થંભી ગયો. પાંચ ખેડુતોને લઈ કોટવાળ અંદર દાખલ થયો. બુદ્ધિસાગર અને સેનાપતિ બંને આતૂર આંખે એની તરફ જોઇ રહ્યા.

" નિર્દયસિંહ ! આ કોણ છે ?" રાજા સર્વદમને હાથમાં ગૂંથેલો કોરડો લઇ ઉભેલા એ નિર્દય કોટવાળને પૂછયું.

" મહારાજ ! આ લોકો ગામની પંચના પટેલીઆઓ છે, અને ખેડુતોને કર ન ભરવા સમજાવે છે."

" કેમ રે પટેલીઆઓ ! રાજવિરૂદ્ધ આવી બળવાખોર ચળવળો ચલાવવામાં તમારો શો હેતુ છે ?" સર્વદમને આંખ ફેરવી ગર્જના કરી.

" અન્નદાતા ! અમે આપને શી ફરિયાદ કરીએ ? લોહીનું પાણી કરી અમારો જમીનમાં ઉગવેલો કપાસ આ વખતે હીમ પડવાથી તમામ બળીને ખાખ ગયો છે. અમારા બાળબચ્ચાંઓના ગૂજરાનનાં સાધન માટે જ અમને જ્યાં ફાંફાં છે, ત્યાં અમે લોહી ચૂસી નાખે એવું ભયંકર મહેસૂલ કેમ કરી ભરીએ ? અમને રાહત આપો, મબાપ !

**દેનાર આખા જગતને નિજ હાથ એ લાંબો કરે,**
**ને ભીખ માગે અન્નની ભંડાર જે એના ભરે.**

કોટી કણોને સંઘરે...કણ એક માટે કરગરે,
આ ખેડનારા ખેડુતોના બાળકો ભૂખે મરે.
પિંડો તમારા પોષીએ...હમ્મેશ પરસેવા વતી,
તોયે અમારી-ખેડુતોની કોઇને કિંમત નથી.

મહારાજ ! અમારા આવા વખતમાં તો તમારે તમારા કોઠારો અમારે માટે ખુલ્લા મૂકી દેવા જોઇએ, એને બદલે તમારા કર્મચારીઓ સત્તાના મદમાં આંધળા બની અમારી ઉપર નિર્દય અત્યાચારની ઝડીઓ વરસાવે, એ શું કહેવાય ?

અમારા લોહીનાં પાણી તમો કાજે અમે કરીએ,
ખરા વરસાદ તેમજ તાપમાં લંગોટભર ફરીએ.
અમારી જીંદગીના રોટલા આ રાજ્યને ધરીએ,
અમારા દેહના દૈવત નિચોવી મહેસુલો ભરીએ.
અમે ખેડુત જગત્ માટે જીવન ધરીએ અને મરીએ,
છતાં અમને સતાવો તો અમે કહો કયાં જઇ ઠરીએ ?

બાપૂ ! અમારા ગરીબના બેલી આપ જ છો. આપ દાદ નહિ દયો, ઇન્સાફ નહિ આપો, તો પછી કોણ આપશે ?

અંગો ઉઘાડા રાખીને (આ) ઢાંકયા શરીરો આપના,
ભૂખ્યાં રહી ઉદર ભર્યા છે અન્ન-શાકે આપના.
તડકે તપ્યાં ટાઢે ઠર્યાં પણ પ્રાણ નહિ વ્હાલા કર્યા,
રે ! રંક-જીવન જીવીને આ રાજ્ય-કોઠારો ભર્યા.
ગીરવે મૂકી ઘરબાર ખેતર કર તમારા ચૂકવ્યાં,
ભૂખે અને તરસે અમારા બાળકોને સૂકવ્યાંઃ
તોયે ધરાયા નહિ હજુ ચૂસો અમારા લોહીને,
શું દાદ દે નહિ કોઈ...અમને ગરીબોને કોઇને ?

"કેમ નહિ દે, શા માટે નહિ દે, ભાઇઓ! જેમને કોઇ દાદ નથી દેતું તેને ઇશ્વર દાદ દે છે, એની ઉપર શ્રદ્ધા રાખો." બુદ્ધિસાગર વીરતાથી ગર્જતો દરવાજેથી પાછો વળ્યો.

"ભાઇ! આવા નિર્દય અત્યાચારો અને અન્યાયો ધોળે દિવસે થવા છતાં એ ઇશ્વર કાંઇ પણ નહિ બોલે, તો પછી એ તમારો ઇશ્વર અમારે મન મરી ગયો..."

"ભાઇ! નિરાશ ન થા. ઇશ્વર નથી મરી ગયો, પરંતુ તમારી શ્રદ્ધાઓ મરી ગઇ છે. મહારાજ..." બુદ્ધિસાગર હવે સર્વદમન તરફ ફરી નમ્રતાપૂર્વક બોલ્યો: "મ્હને અવશ્ય આશા છે, કે આપ આપના આ ઘાતકી અમલદારોને યોગ્ય સજા કરી કરી આ કંગાલ ખેડુતોને યોગ્ય ન્યાય આપશો."

"બુદ્ધિસાગર! તમે જાણો છો, કે આ રાજ્યદરબાર છે, રાજ્ય–મહેસૂલનો ગંભીર સવાલ છે?"

"ઘણી જ સારી રીતે, નામદાર!"

"તો પછી મ્હારા કાર્યમાં વચ્ચે માથું મારવાની તમોને કશી જરૂર નથી. જાવ, તમે તમારે રસ્તે પડો. નિર્દયસિંહ! આ રાજદ્રોહીઓને લઇ જઈ કારાગૃહમાં પૂરો, અને આખા ગામમાંથી મહેસૂલ ઉઘરાવી મોકલી આપવાનું માથે ન લે, ત્યાં સુધી એમને બાંધીને સખ્ત ફટકાવો."

"ખબરદાર! એમનો એક વાળ પણ વાંકો થશે, તો અહીં લોહીની નીકો વહેશે, સમજ્યા સરકાર?" બુદ્ધિસાગરે ઝનૂનમાં આવી જઇ પાસે ઉભેલા સેનાપતિના મ્યાનમાંથી તલવાર બ્હાર ખેંચી કાઢી આગળ વધતા કોટવાળની છાતી ઉપર ધરી.

"એટલે?" સર્વદમન સિંહાસન ઉપરથી નીચે ઉતરી લાલચોળ આંખે બોલ્યો: "શું તું મ્હારા હુકમને નાફરમાન બની આ કંગાલ ભીખારડાઓ તરફથી મ્હારી સ્હામે તલવાર તાણશે? અરે વાહ! હું તો એમ જાણતો હતો, કે તું કેવળ જીભ ચલાવવામાં જ શૂરો છે, પરંતુ તલવાર પણ ચલાવી શકે છે, એ તો મ્હેં આજે જ જાણ્યું. બુદ્ધિસાગર! આજ કંઇ બબ્બાની બ્હારમાં તો નથીને? હું કોણ છું, અને તું કયાં ઉભો છે? તેનું તો ત્હને ભાન છે ને?"

"ભાન છે, પૂરેપૂરૂં ભાન છે. સમજ્યા મહારાજ! નશો મ્હને નહિ પણ આપને પોતાનો શાહી સત્તાનો ચઢ્યો છે. બાકી શ્રીમાન મ્હને ન ઓળખતા હોય, તો ઓળખી લે, કે તેની સ્હામે અત્યારે એક સાધારણ માણસ નહિ પરંતુ કર્ણાવતિનો પ્રધાન બુદ્ધિસાગર ઉભો છે. હા......"

"કોણ! કર્ણાવતીનો પ્રધાન બુદ્ધિસાગર! અને તે તું... અહીંયા...ખોટ્ટી વાત...બુદ્ધિસાગર! તેમ છતાં તું જો સાચેસાચ પ્રધાન જ હોય, તો આવી મૂર્ખાઇ કરે જ નહિ. હું અહીંનો રાજા છું, ચાહે તે કરી શકું છું. મ્હારી આજ્ઞાનો આ હળ ફેરવનાર જંગલી દુબળાઓ અનાદર કરે એટલે?"

"અહીંજ તમારી ભૂલ થાય છે, મહારાજ!

**રાજા પ્રજાનો દાસ છે તેમજ પિતા સાક્ષાત્ છે,**
**પણ ખેડુતો તો પ્રજાનાંયે તાતના પણ તાત છે.**
**રખવાળ રાજા હોય રૈયત દૂઝણી આ ગાય છે,**
**પંપાળી દો'તાં આવડે તો પ્રેમથી દો'વાય છે.**
**રાજા બનીને જે ગુજારે ઘાતકી આવી સજા,**
**બળવો જગાડી કેમ સ્હામી થાય ના તેની પ્રજા?**

**રૈયતને માટે કાયદા(શું) રાજાને માટે કંઈ નહિ!**
**શું તમારામાં જીવ છે ને એમનામાં કંઇ નહિ?**

એમને તમે છૂંદો–કચડો–ફાવે તેમ સજા કરો, તમને એનો પરવાનો છે, અને એમને કંઇ જ નહિ? તમને એમને પૂછવાનો અધિકાર છે, અને એમને તમને પૂછવાનો અધિકાર જ નહિ?"

"બિલકુલ નહિ. રાજા તે રાજા. મ્હારા નસીબે રાજ્યગાદી ભોગવવાની લખાયલી તો હું રાજપુત્ર થઇ જન્મ્યો, એમને નસીબે વેડ અને દાસત્વ લખાયલાં તો એ અમારા દાસ થઇ......"

"બસ કરો. મહારાજ! તમે રાજા! કોના? કયાંના? તમને રાજા બનાવ્યા કોણે?"

"મ્હારા તકદીરે."

"છટ! તકદીરે નહિ પણ તમે જેને આ કંગાલ ભિખારડાઓ કહો છો, તેણે......

**પૈસો પ્રજાનો છે તમે સ્ફુરી રહ્યા એ તાજમાં,**
**પૈસો પ્રજાનો છે ખજાનામાં તમારા રાજના.**
**મ્હેર્યાં તમે આ અંગ પર એ પણ પ્રજાના વસ્ત્ર છે,**
**ધાર્યાં તમે જે હાથમાં એ પણ પ્રજાનાં શસ્ત્ર છે.**
**ખાવું પીવું આપે પ્રજા...સૂવા પ્રજાનો મ્હેલ છે,**
**આ પ્રજાના પૈસા ઉપર સહુ બાદશાહી ખેલ છે.**

× × × ×

**આ રાંકડી રૈયત વડે આ રાજવીના માન છે,**
**એના વડે છો ઉજળા (આબરૂ)એ કયાં તમોને ભાન છે?**

છે જીવતા એ ત્યાં સુધી જીવતું તમારૂં રાજ છે,
છે એ સલામત ત્યાં સુધી આ સહીસલામત તાજ છે.

× × × ×

એ આપને પાળે તમારી ફરજ એને પાળવા,
એ આપને આપેછ પૈસો એમને સંભાળવા.
શસ્ત્રો પ્રજા પર વાપરો એમાં તમારી શર્મ છે,
દુશ્મન નહિ પણ દોસ્ત બનવામાં તમારો ધર્મ છે.
રાજા નહિ રાક્ષસ પ્રજાના પ્રાણ લેવા ગાજતો,
રાજા ખરો તે તેજ રૈયતના હૃદય પર રાજતો.

મહારાજ ! આંખો ઉપર સત્તા-શસ્ત્ર-અભિમાન અને અધિકારની અંધારી છે તે કાઢી નાખો, અને સમજો...

રૈયત સુખી જો હોય તો સુખી રહે રાજા,
રૈયત દુઃખી જો હોય તો દુઃખી રહે રાજા.
રૈયત પડે માંદી તો રાજા રે' નહિ સાજા,
રૈયત મરે ભૂખે તો ભૂખે પણ મરે રાજા.
રૈયત ખવાડે તો જ રાજા થાય છે તાજા,
રૈયત બનાવે તો જ રાજા થાય છે રાજા.

માટે મહારાજ ! આ ગરીબ ખેડુતોનું મહેસૂલ માફ કરી એમના અંતરનો આશિર્વાદ મેળવો. ”

“ આ સ્નેહપુરના સત્તાધીશ સ્વામીને ન્યાયના સૂત્રો સમજાવનાર તું કોણ ? સેનાપતિ ! આ આશ્રયદાતાની સ્હામે જ પોતાનું મસ્તક ઉંચકનાર અભિમાની પૂતળાંને કેદ કરી કારાગૃહમાં પૂરો. ”

રાજાજ્ઞા થઇ. દરબારમાં તાતી તલવારો ચમકી. આખરે ઝાઝી કીડીઓ સાપને તાણે, એ ન્યાયે બુદ્ધિસાગર સ્નેહપુરના સૈનિકોના હાથમાં કેદ પકડાયો. સેનાપતિ રાજ્યહુકમને માથે ચઢાવી એને લઇ કારાગૃહની કોટડી તરફ ચાલતો થયો.

આમ અણધારી રીતે જ સર્વદમનનો માર્ગ આપોઆપ નિષ્કંટક થયો, એટલે તુર્ત જ પડખે ઉભેલા પોતાના અંગરક્ષકને એણે બીજો હુકમ કર્યો: " વીરસિંહ ! આ રૂમાલની નિશાની લઇ અત્યારે ને અત્યારે એને ઘેર જાવ. ત્યાં જઇ એની પત્ની સરિતાને કહો, કે: 'તમારા સ્વામી તમને કોઇ ખાસ કારણસર દરબારમાં બોલાવે છે. વિશ્વાસ માટે નિશાનીમાં આ રૂમાલ મોકલ્યો છે.' અને પછી એ આવે એટલે એને મ્હારા ખાનગી આવાસમાં બેસાડી મ્હને ખબર કરો. "

" અને કદાચ એ આવવા ના પાડે તો ?..."

" તો પછી બળાત્કારે એને અહીં ઉંચકી લાવજે. પરંતુ એને લીધા સિવાય એમને એમ ખાલી હાથે પાછો નહિ ફરતો. "

" જેવી આજ્ઞા. "

દરબાર બરખાસ્ત થયો. એ અંગરક્ષક-ચિઠ્ઠીનો ચાકર સર્વદમનને ઝૂકીને પોતાને સોંપાયલું કાર્ય પાર ઉતારવા ચાલતો થયો. જ્યારે ગરીબોની તરફદારી કરવા જતા ન્યાયી પ્રધાનને ઇનામમાં કારાગૃહની મહેમાનગીરીનાં આમંત્રણ મળ્યાં. અને આવે વખતે-આવે પ્રસંગે નેકીની તરફદારી કરવા જતા અન્યાય પામતા કંઇક નરવીરોની આંતરડીઓ આમ કકળી ઉઠે, શ્રદ્ધા ગૂમાવી બેસે, અને મહારાણા

પ્રતાપની માફક અકબર બાદશાહને નમી પડવા માટે પત્ર લખવા પ્રેરાય તો એમાં નવાઇ જેવું શું છે? એ હીણાયલાં હૈયાંઓ તો એમ જ પૂછશે, કે: 'ગરીબોનો રખેવાળ અને ન્યાયનો પ્રતિપાળ એવો એ ઇશ્વર ઉંઘે છે કે જાગે છે?'

તમારા અંતરનો અવાજ તમને શું કહે છે?

# પુષ્પ: ૩

## " નજરકેદ "



"દ્વાર ખો...લ...જો..." રાજા સર્વદમનના અંગરક્ષક વીરસિંહે સરિતાનાં મકાનનાં દ્વાર બ્હારથી ઠોકયા.

અંદર રહ્યાં રહ્યાં કાને અવાજ આવ્યો. " દરબારે ગયેલ સ્વામી આવી પહોંચ્યા. " એમ અટકળ બાંધીને એ હર્ષઘેલીએ વ્હેલી વ્હેલી દોડી દ્વાર ઉઘાડયાં. જુએ છે, તો સ્વામીને બદલે રાજ્ય–સિપાઇ. એ દ્વારમાં જ ઠરી ગઇ. એની આંખોમાં આશ્ચર્યની ઝલક તરવરી આવી. એણે માથાવટીનો ઉડેલો છેડો ઓઢતાં ધીમે પણ ગભરાયલે અવાજે પ્રશ્ન કર્યો: "તમે કોણ છો? કયાંથી આવો છો? કોનું કામ છે?"

મસ્તક નમાવી પ્રણામ કરતા એ ચિઠ્ઠીનો ચાકર બોલ્યો: "અવિનયની ક્ષમા. શ્રીમતી! આપના પતિ તરફથી હું એક સંદેશો લઇને આવ્યો છું. "

" શો? "

" કોઇ અગત્યના કામ માટે એઓ આપને રાજ્યદરબારમાં બોલાવે છે. "

"મ્હને! રાજ્યદરબારમાં બોલાવે? હું એ માની શકતી જ નથી."

" મ્હારા સંદેશ ઉપર આપને વિશ્વાસ આવે, એટલા માટે એમણે આ રૂમાલ નિશાની તરીકે મોકલાવ્યો છે. લ્યો જુઓ. "

સરિતાએ પોતાને જ હસ્તે ગૂંથાયલો એ કલાનો નમૂનો વારંવાર નિહાળ્યો. "જવું કે ન જવું એવું બે પ્રકારનું વિચાર–મંથન

હૃદયને વલોવી નાખવા લાગ્યું. છેવટ થાકીને મૌન ધરી ઉભેલા વીરસિંહે જ શાન્તિ તોડી: "કૃપા કરી કહેશો કે આપનો શો જવાબ છે?"

"હું આવું છું, ચાલો..."

પતિદેવતા ઉપર પરમ વિશ્વાસ રાખનારી અને પતિની આજ્ઞાને પ્રાણ જતાંય ન ઉલ્લંઘનારી સતી સરિતા છેવટ એક નિશ્ચય કરી દ્વારને તાળું વાસી એ રાજસચીવની સાથે સર્વદમનના રાજમહેલ તરફ ચાલતી થઇ.

*      *      *      *

ઉભય જ્યારે મહેલની અંદરના ભાગમાં આવી પહોંચ્યા, ત્યારે વીરસિંહ સરિતાને એક ખાસ ઓરડામાં બેસવાનું કહી તેના પતિનું નામ દઇ મહારાજા સર્વદમનને એના આગમનના સમાચાર આપવા ચાલતો થયો. થોડી વારે એજ ઓરડામાં રાજા સર્વદમન પાછળથી પ્રવેશ્યો. એની પહેલી જ દ્રષ્ટિ પીઠ ફેરવી બેઠેલી સૌન્દર્યસંપન્ન સરિતા ઉપર પડી. "પોતે આવી પહોંચ્યો છે" એમ જણાવવા એ કામી પુરુષે દ્વારનો આગળો દઇ દીધો. ખડખડાટ થતાં જ સરિતા ચમકી. એણે મૂંઢ ફેરવી પાછળ જોયું. સ્વામીદેવતાને બદલે રાજા સર્વદમનને નિહાળતાં જ એ વસ્ત્ર સંકેલીને ઉભી થઇ ગઇ. એની કામી આંખોમાં તરવરતાં વિકારનાં આંદોલનોએ એના અંતરમાં વ્હેમ અને ભય ઉત્પન્ન કર્યાં. ત્યાં તો સર્વદમન એની સન્મુખ આવી હસતો હસતો બોલ્યો: "બેસો, બેસો. ઉભા થઇ આવકાર આપવાની કે આધું ઓઢી શરમાવાની કંઈ જરૂર નથી. સુંદરી! અહીં આપણા બે સીવાય ત્રીજું કોઈ નથી, સમજ્યા?"

સર્વદમનના આવા વિચિત્ર ભાવાર્થવાળા શબ્દોથી સરિતા ચમકી. છતાં હિંમત રાખી એ બોલી: "મહારાજ! મ્હારા સ્વામીનાથ કેમ દેખાતા નથી? એમણે મ્હને અહીં શા માટે બોલાવી છે?"

"સુંદરી! ત્હારા સ્વામીનાથ એક હજાર સોનામ્હોર લેવા રાજ્યભંડારે ગયા છે. અને ત્હને અત્રે એણે નહિ પરંતુ મ્હેં જ બોલાવી છે."

"તમે! શા માટે?"

"લાંબા વખતથી મ્હારા હૃદયમાં છૂપાવી રાખેલી એક વાત કહેવા."

"મહારાજ! જે કંઇ કહેવું હોય તે સ્પષ્ટ શબ્દોમાં અને સત્વર કહી નાખો. મને વધુ વાર ભ્રમમાં ન રાખો."

"તો...જો...સરિતા! તું એક મોતીની માળા હોઇ દૈવસંજોગે એક કાગને કોટે જઇ પડી છે. આમ જો, મ્હારી સ્હામે જો. ત્હારે માટે આ સ્નેહપુરનો રાજ્યમહેલ, રાજ્યસિંહાસન અને ખૂદ રાજા..."

"બસ કરો, હું તમારી વિકારી વાસના સમજી શકી છું. શું આટલા માટે જ મ્હને અહીં દગાથી બોલાવવામાં આવી છે?"

"હા, રૂપસુંદરી! ત્હારા ગરીબ બુદ્ધિસાગર કરતાં હું રાજરાજેશ્વર શું ખોટો છું?"

"કૃપા કરી મ્હને પહેલાં એ કહો, કે મ્હારા સૌભાગ્યદેવતાનું આપે શું કર્યું છે?"

"ત્હારા સૌભાગ્યદેવતાના જીવન–મરણ હવે ત્હારા હા–નાના જવાબ ઉપર અવલંબે છે."

"તો શું તમે એમને કેદ કીધા છે?"

" કેવળ એટલું જ નહિ પણ જો તું મ્હારી માગણીનો અનાદર કરશે, તો ત્હારા દેખતાં જ એનો..."

" ઓહ્...એટલા બધા નિર્દય ન થશો. " એની આંખોમાં પાણી ભરાતા અંધારા આવી ગયાં. એ ધબ્બ દેતી કે જમીન ઉપર ઢળી પડી.

રાજાજ્ઞાથી એક પરિચારિકા એની સારવારમાં રોકાઇ. જ્યારે એ જાગૃતિમાં આવી, ત્યારે રાજાએ એને ફરી પાછો એનો એ જ પ્રશ્ન પૂછ્યો: " બોલ, હજુ શો વિચાર છે ? સરિતા ! માન... સમજ ત્હારા પ્રેમીનું જીવન બચાવવું હોય તો..."

" હું આપને પગે પડું છું. એમને બચાવો. "

" તો પછી મ્હારી ઇચ્છાને આધીન થવાનું વચન આપ. "

" પણ તે પહેલાં મ્હને એક વાર મ્હારા એ સૌભાગ્યદેવતાને છેલ્લવેલ્લી મળી લેવા દયો. "

" ભલે...ત્હારી એ ઇચ્છા હું માન્ય રાખું છું. "

બીજી જ પળે રાજાનો હુકમ થતાં એક અનુચર સરિતાનો હાથ પકડી આગળ થયો. કારાગૃહનો દરવાજો ઉઘડયો, અને દુષ્ટના દગાનો ભોગ થયેલ બુદ્ધિસાગર પોતાની પ્રિયતમાને આવી પહોંચેલી જોતાં જ એને હર્ષાશ્રુભરી આંખે ભેટી પડયો.

" સરિતા ! દેવી !..."

" પ્રભુ..."

" આ બધું શું ? "

" આ અભાગીનીનું રૂપ. "

બંને સમજ્યાં-ભેટયાં. કોઇ ન સાંભળે એમ સરિતાએ એના

સ્વામીના કાનમાં જતાં જતાં કહ્યું: " કાયા જશે પણ કીર્તિ નહિ જાય. " અને એ પછી એ પ્રેમી દંપતિ ચીરાતે કાળજે છૂટા પડયાં.

બીજે જ દિવસે સરિતાએ પોતાની માગણી મંજુર કર્યાથી રાજા સર્વદમને સ્નેહપુરની સરહદ છોડી જવાની શર્તે તેની નજર સમક્ષ બુદ્ધિસાગરને કારાગૃહના બંધનમાંથી છોડી મુકયો. પતિ-પત્ની એકેકને જોવાય ત્યાં સુધી ભીની આંખે જોઇ રહ્યાં.

આખરે એ ભગ્નહૃદયા ભામાને પોતાના ખાસ નવા મહેલમાં લઇ જવાનું ફરમાન થયું. રાજાજ્ઞાથી બે દાસીઓ એને લઇ ચાલતી થઇ. દાસીઓને આગળથી રાજાની સૂચના મળી ચૂકી હતી, કે 'આજ રાત્રે દશ વાગે એને લગ્નના શણગાર પહેરાવી તૈયાર કરવી,' અને એ કઠોર ફરમાનને સરિતાએ પણ કાનોકાન સાંભળી અનિચ્છા-પૂર્વક મસ્તક નમાવ્યું હતું.

એ કમનસીબ કાન્તા હાલ તો નવા મહેલમાં નવા રાજાની નવીન રાણી તરીકે નજરકેદ બની. એ મહેલની ચારે બાજુએ ફરતી સરિતા હતી, એક બહાર પડતી બારીને અઢેલી એ નીચે વહેતા સરિતાના અગાધ જળમાં આંસુના ટીપાં પાડી પોતાનો કરૂણ સંદેશ કિરતારને પાઠવી રહી હતી. આખરે એનાં ઘવાયલાં હૈયાએ મૌનની પાળ તોડી નાખી. કંઠે આવીને અટકી રહેલો કરૂણ ફરિયાદનો ઉભરો એકાએક બ્હાર ઠલવાયો: "ઓ દયાહીન છતાં દયાળુ કહેવાતા દેવ ! આ શું કહેવાય ? આ ત્હારો કઈ જાતનો ન્યાય ?

નિર્મળ નયનથી નીરની, ધારા અરેરે ! નીતરે,
નિર્દોષ ક્યારી ઉપરથી કુમળી કલિકાઓ ખરે.

પૂણ્યના મારે હલેસાં તોય હોડી ના તરે,
નિષ્પાપ હૈયાં હોય તો પણ માનવી ભૂખે મરે !
*　　*　　*　　*
ચૂંટાયલી કરમાયલીની વાસ કો નહિ ચોરતાં,
ખીલતી કળીની પાંખડી કંઈ લાખ ભમરા કોરતાં.
આહા ! જો સૌન્દર્ય એ સ્વર્ગીય એવું દાન છે,
તો ક્હો મ્હને માલીક એનો દેવ કે શયતાન છે?

શું લગ્ન અને પ્રેમ કંઇ શગવડતાનો સોદો છે ? જેની સાથે આખું જીવન જોડવાનું હોય, ગાળવાનું હોય, એની આંખોમાં આંખો અને હૈયામાં હૈયાં તો ઢળવાં જોઇએ ને ? આ તો પરાણે પ્રીત ! એ પ્રેમ નહિ પરન્તુ આ સૌન્દર્યનો મોહ છે—ક્ષણિક કામ વિકાર છે.

પીંછા માટે પક્ષી, પરિમલ માટે પુષ્પ, પાણી માટે ઇંટ, કસ્તુરી માટે મૃગ અને મોતી માટે હંસલા પોતાનાં પ્યારાં સૌન્દર્ય અને પ્રાણનો ભોગ આપે છે. ત્યારે શું સૌન્દર્યવન્તાઓને સહન કરવાનું જ ! જેની પાસે શિવ બ્રહ્મા અને વિષ્ણુ જેવાં શિર ઝૂકાવે, એ સૌન્દર્ય સારૂં કે નઠારૂં ? સૌન્દર્ય ! આહા એ પવિત્ર અણમોલ અને સ્વર્ગીય ગણાતી ઇશ્વરી બક્ષીસ કે શયતાની જાળ ?

વિચાર કરો, મ્હને વિચાર કરીને જવાબ આપો !

---

—:ગાયન:—

હાંરે પ્રીત કરો તો એવી,
મનવા... પ્રીત કરો તો એવી.
જળ ને કમળના... જેવી... મનવા

નિશદિન રહેવું એને મંદિર... જીવવું એને સેવી,
તો પણ એની કાયા ઉપર... છાયા લેશ ન લેવી...મનવા

ફૂલ ગુલાબ તણી પાંખડીઓ... કોમળ લાગે કેવી?
જો કે એને કંટક પતિની... નિત્ય કઠણતા રહેવી...મનવા

સર્પ વસે ચંદન વૃક્ષે પણ ખુશબો અમૃત જેવી,
પ્રીત કરે તો કરજે મનવા... શુદ્ધ હૃદયની એવી...મનવા

---



સ્નેહપુરને સરિતાકિનારે એક ન્હાની શી પર્ણકૂટીમાં એક ભગવાવેશી યોગીની હાથમાં સિતાર લઈ ઉપરનું પદ લલકારી રહી હતી. પાસે એક પ્રૌઢ વયનો યોગી બેઠો હતો. સંગીતની સમાપ્તિ થતાં જ યોગીનીએ સિતાર હેઠે મૂકી. એટલે પેલો યોગી બોલ્યો:

“માતા! જન્મભૂમિ છોડયાને આજ લાંબો વખત થયો, છતાં હજુ સુધી આપણી આશાનો દીપક પ્રજ્વલિત થવા પામ્યો નથી.”

"બેટા! તું ફરી પાછો કેમ ભૂલ્યો? મનુષ્યની આશા તો અમર છે, પછી એ ફળે કે ન ફળે! જો જગતના મહાસાગરમાં આશાનાં જળ ન સર્જાયાં હોત, તો પછી માનવ-જીવનની હોડીઓ વિહાર જ કયાં કરતે?"

"માતાજી! આજ્ઞા આપો તો હવે ભિક્ષાર્થે જાઉં."

"જા, જઇને જલ્દી પાછો ફર. દરમ્યાન હું પણ સ્નાન કરી આવી પહોંચું છું."

યોગી હાથમાં તુંબીપાત્ર લઇ ભિક્ષા લેવાને માટે ચાલતો થયો. યોગીની ભગવી કંથા લઇ સ્નાન-કાર્ય માટે સરિતાકિનારે ગઇ. એના હાથમાં હૃદયના તારોને ઝણઝણાવનારી પેલી સિતાર તો સાથે જ હતી. રસ્તે ચાલતા ચાલતા પણ એની આંગળીઓ એ તાર સાથે રમતું ન્હોતી ભૂલતી. એનો સૂરીલો કંઠ દુનિયાથી કંટાળેલા અને મૃત્યુ માગતા દુ:ખી માનવોના કંઠમાં આશાનાં અમૃત-બિન્દુઓ ટપકાવવા સર્વથા સમર્થ હતા.

બરાબર એજ વખતે નદીના એ અગાધ ઉંડા જળમાં એક જગત્‌થી કંટાળેલો હતાશ યુવાન જળસમાધિ લેવાને માટે આંખ મીંચીને આગળ ને આગળ ધસ્યો જતો હતો. એની ગરદન સુધીનો ભાગ પાણીથી ઢંકાઈ ચૂકયો હતો. વિધાતાની નિર્દય અને અન્યાયી ચક્કીમાં પીસાયલા એ ભગ્નહૃદયી આત્માએ હવે માથા ઉપર પાણી ફરી વળે એટલા માટે એક છેલ્લું પગલું આગળ ભરતાં પ્હેલાં બે હાથ જોડી આંખો મીંચી પળવારને માટે પ્રભુને સંભાર્યા : "ઓ દયાસિન્ધુ દેવ! ત્હારા રાજ્યમાં જો નિર્દોષ અને શુદ્ધ પ્રેમીઓ માટે નિર્મળ

ન્યાય હોય, તો મ્હારી એટલી જ યાચના છે, કે મ્હારી આ જન્મની અધુરી અભિલાષા આવતે જન્મે પૂર્ણ થાય."

એ કમનસીબ યુવાને મૃત્યુને ભેટવા છેલ્લું ડગલું આગળ ભરવા પોતાનો જમણો પગ ઉપાડ્યો. ત્યાં એને કાને સ્નાનાર્થે આવેલ પેલી યોગીનીની આશાવાદી અમૃતધારા પડી. એ જ્યાંનો ત્યાં સ્થંભી ગયો. એ મધુર દિવ્ય સુરના મોજાંઓ પાણીમાં પડછંદા પાડી ચારે દિશા લ્હેરાવી રહ્યા.

—:સંગીત:—

કદી સવળા કદી અવળા પડે તકદીરના પાસા,
છતાં હરનિશ હમારે તો અમર આશા અમર આશા.

* * * *

નિરાશામાં મળે લાખ્ખો હૃદયની પ્રિય અભિલાષા,
છતાં એમાંય અણમોલી અમારી તો અમર આશા.

* * * *

કણીકા અન્નનાં ફાંફાં... કફનના કાય પર સાંસા,
અભાગી એ જીવનમાં પણ અમારી તો અમર આશા.

* * * *

શિઆળા હો! ઉનાળા હો! અગર તો હોય ચોમાસા,
અમીરી હો! ગરીબી હો! અમારે તો અમર આશા.

* * * *

ગૃહે હો સુખભરી શય્યા અરણ્યે હો અગર વાસા,
ઝૂમે જ્યાં શિરે ખંજર અમારી ત્યાં અમર આશા.

* * * *

જીવન ઉત્સાહ ને યત્નો અસંભવ કાર્ય ત્યાં શા શા ?
નિરાશા આપની જ્યાં જ્યાં અમારી ત્યાં અમર આશા.

*          *          *          *

પ્રફુલ્લે 'પુષ્પ' આં હજુ તો ન જાણે સાક્ષરી ભાષા,
છતાંયે એક દિન ફળશે અમારી પણ અમર આશા.

*          *          *          *

સંગીતનો સૂર ગયો, પણ એના ભણકાર, એના ઝણકાર કાન અને હૃદયમાં ગૂંજી રહ્યા. આપઘાતનું મહાન પાપ માથે વ્હોરતા એ સાહસિક આત્માને સાચું જ્ઞાન થતાં જ એ પીઠ ફેરવી પાછો ફર્યો. પોતાને સત્ય માર્ગ બતાવનાર એવા એ યોગીનીના શ્રી ચરણોમાં પડતા એ ક્ષમાભિલાષી નયને બોલ્યો: "ભગવતી ! આ અભાગી અને દુઃખી આત્મા આપને નમન કરે છે."

"ઉભો થા, વત્સ ! આત્મહત્યા એ મ્હોટામાં મ્હોટું પાપ છે."

"પરંતુ માતાજી ! જે અભાગી જીવનને જગતની અને જે નિષ્ઠુર જગત્‌ને અમારા જેવા અભાગીઓના જીવનની કશી જરૂર નથી, એમને માટે આ સિવાય અન્ય શો રસ્તો છે ?"

"આશા, યત્નો અને સહનશિલતાથી સર્વ કંઇ થઇ શકે છે. બેટા ! મનુષ્યની કીંમત મરવામાં નહિ પણ જીવી જાણવામાં છે, હસવામાં નહિ પણ રડી જાણવામાં છે, સ્નેહના સિન્ધુમાં સ્નાન કરવામાં નહિ, પરંતુ સહન કરવામાં છે. આ જીવનમાં સુખ અને દુઃખ એ તો એક સોનાના ટચ પારખવાની કસોટી સમાન છે. એની ઉપર ચઢીને અંકાય એની જ કીંમત, એની ઉપર ચઢતાં અચકાય, પાછા પડે, એ નકામા, કારણ કે...

કોઇ હસે કોઇ રડે કોઇ ખીલે કોઇ ખરે,
કોઈ ચઢે કોઇ પડે કોઇ ડૂબે કોઈ તરે.
કોઇ ઉગે કો આથમે તો કોઇ જન્મે કે મરે,
છે જીંદગી આ એક રંગો લાખ પણ બદલ્યા કરે.

*                *                *                *

દુર્ગંધ કાદવની સહે તોપણ કમળ પૂજાય છે.
ગુલાબ કાંટામાં રહે પણ સર્વ એને ચ્હાય છે.
આ જીંદગીનું જહાજ એ ઝોલાં ગમે ત્યાં ખાય છે,
હુંશિયાર નાવિક તેજ એને પાર જે લઈ જાય છે.

માટે ભાઇ ! આશાને અમર દોરડે જીવન—નૌકાનો ભાંગેલો સઢ તું ફરી ફરી વીંટાળવા કરોળીઆના પ્રયત્નો કર.”

“ભગવતી ! આપનો ઉપદેશ મ્હને માન્ય છે. ”

“તો ઉભો રહે, હું સ્નાનથી પરવારી હમણા પાછી ફરૂં છું, પછી તું મારા આશ્રમમાં આવ, અને ત્હારી વિતક વાત કહી સંભળાવ.”

“જેવી આજ્ઞા.”

*                *                *                *

આશરે અર્ધો કલાક પછી એ અભાગી આત્માને લઇ સ્નાન-કાર્યથી પરવારેલ યોગીનીદેવી પોતાના આશ્રમમાં આવ્યા. એ દુઃખી હૃદયે પોતાનો ઇતિહાસ અશ્રુભરી આંખે એમને કહી સંભળાવ્યો. એની વિતક વાત અને એનો ઇતિહાસ સાંભળતાં જ યોગીની એને ઓળખી ગયા. એમની આંખમાં આનન્દની એક જ્યોત વિજળીના ચમકારાની માફક ઝબકીને અદ્રશ્ય થઈ ગઇ. એટલામાં ભિક્ષા માટે ગએલ પેલો

પ્રૌઢ યોગી ત્યાં આવી પહોંચ્યો. દ્વારમાં પગ મુકતા જ એની પ્હેલી નજર યોગીનીદેવી પાસે બેઠેલા એ અજાણ્યા યુવક ઉપર પડી. એના મોઢામાંથી સહસા ઉદ્દગાર બહાર પડી ગયો: " કોણ બુદ્ધિસાગર..."

બીજી જ પળે યોગીનીની આંખ એની સાથે એક થઇ. યોગીનીદેવી પોતાના ભેદ એનાથી છુપાવવા ઇચ્છે છે, એમ એ સમજી ગયો. પેલો દુ:ખી આત્મા કે જેને આપણે હવે બુદ્ધિસાગરના નામથી ઓળખીશું, તે આશ્ચર્ય મુદ્રાએ એ આવનાર યોગીને ધારી ધારીને જોઈ રહ્યો, પણ ઓળખી શકયો નહિ. " તમારૂં નામ ? " એ ધીરેથી બોલ્યો.

" મ્હારી ઓળખાણ હું પછી આપીશ. બુદ્ધિસાગર ! હાલ તુર્ત તો મ્હેં એક અદ્દભુત શોધ કરી છે, જેને સફળ બનાવવા એક જીવલેણ સાહસ ખેડવાની તૈયારી કરવાની છે. "

" તે શું ? "

" સાંભળો......"

યોગીનીએ બુદ્ધિસાગરનો ઇતિહાસ યોગીને ફરીથી કહી સંભળાવ્યો. જે સાંભળ્યા પછી યોગી બોલ્યો: " બુદ્ધિસાગર ! ખરેખર તમે ભાગ્યશાળી છો. ઇશ્વર કરશે, તો તમારી તૂટેલી આશાનો તાર આજે જ સંધાઇ જશે."

" કેવી રીતે ? "

" આ રીતે........" યોગીએ વાત કહેવી શરૂ કરી.

આશાના તાર ! એ ઘડીમાં તૂટે ને ઘડીમાં સંધાય.

# પુષ્પ: ૫

## “રાતના અગીઆર”

—:સંગીત:—

એક પિતા આધાર...
જગતનો એક પિતા આધાર.
એને તું સંભાર...
સદાએ સુખદુ:ખમાં સંભાર.

સુખ દેખીને જે છલકાયે, દુ:ખ દેખી ડરનાર,
એ રે અભાગી માનવ ભાઇ! અક્કલહીન ગમાર...જગતનો

સંકટમાં શાન્તિ ધરી...શોધે જડે ઉપાય,
જેનું કોઇ ન જગતમાં...એનો ઇશ્વર થાય.

નિરાધારની વ્હારે ધાતો...કરૂણાળુ કિરતાર,
શ્રદ્ધા રાખી સ્મરતા થાતો જીવનનો ઉદ્ધાર...જગતનો



“ભગવતી! આપનું આ પ્રિય પદ ગાતો ગતો હું નદી કિનારેથી આપનાથી છૂટો પડી ચાલ્યો જતો હતો, ત્યાં એકાએક મ્હારી દ્રષ્ટિ નગરમાં બંધાયેલા એ નવા રાજ્યમહેલ તરફ ગઇ.” યોગીએ પોતાની અદ્‌ભુત વાત કહેવી શરૂ કરી. “કોઇ દિવસ નહિ ને આજે જ મ્હને એવી કુદરતી જીજ્ઞાસા થઇ આવી, કે લાવ, જરા પાસે જઇ એ ભાગ્યશાળી ભૂપની રાજવંશી ઇમારતની રોશની અને કારીગારી તો નિહાળું!

હું એની શોભા નિહાળતો નિહાળતો કિનારે કિનારે આગળ વધી રહ્યો હતો, ત્યાં અચાનક મ્હારા જમણા હાથ ઉપર કોઇ અભાગી આંખમાંનું ઉષ્ણ અશ્રુબિન્દુ ટપકયું. મ્હેં તત્કાળ ઉપર જોયું. મહેલને ઝરૂખે એક રૂપસુંદરી ઉભી ઉભી હતાશ હૈયે અને ચિંતાતુર ચ્હેરે નયન–નિધિમાંથી આ કીમતી મોતીનાં દાણા વેરી રહી હતી. એક પળ મ્હારી અને એની ચાર આંખો એક થઇ. એણે મ્હને તો નહિ ઓળખ્યો હોય, પરંતુ મ્હેં એને તરત જ ઓળખી નાખી. એ... ..."

"કોણ હતી ?' અધીરા યોગીનીદેવી અને બુદ્ધિસાગર બંને એકી સાથે બોલી પડયાં.

"જેના પ્રેમને માટે કર્ણાવતીના પ્રધાન બુદ્ધિસાગર આપઘાત કરવા તૈયાર થયા હતા, તે સરિતાકુમારી પોત્તે..."

"શું ! મ્હારી સરિતા ! અને તે રાજમહેલમાં નજરકેદ ! હું તો ધારતો હતો, કે મ્હારા મૌન અને મુક્તિ પછી એ રાજયરાણી બની..."

"અને પછી...પછી શું થયું ? પછી એની સાથે ત્હારે કંઈ વાત થઇ ?" યોગીનીએ અધીર હૈયે પૂછી નાખ્યું.

"જ્યારે મ્હેં એની સ્હામે ફરી ફરીને જોયા કર્યું, ત્યારે એને મ્હારા વર્તન ઉપર કંઇક વ્હેમ ગયો. મ્હારી બૂમ એટલે ઉંચે બરાબર પ્હોંચી શકે, અને કોઇ રક્ષક અગર દાસીને કાને ન જાય, એ સર્વથા અશક્ય હોવાથી મ્હેં એને હાથને ઇશારે કાગળની ચિઠ્ઠી લખી નીચે નાખવા સમજાવ્યું. મ્હારા ભગવા વસ્ત્રો ઉપર એને વિશ્વાસ બેઠો હોય, એમ એના મુખમંડળ ઉપરના બદલાયલા ભાવ ઉપરથી મ્હને

લાગ્યું. અને તે પછી મ્હેં એને થોડી વારને માટે અદ્રશ્ય થઇ જતી જોઇ. હું નીચે જ ઉભો ઉભો વિચાર કરતો હતો, ત્યાં તો મ્હારા માથા ઉપર એક કાગળનો ડૂચો પડયો. એ ચિઠ્ઠી હતી. મ્હેં એ ઉકેલી ને વાંચી. એમાં આટલું લખ્યું હતું.

પરોપકારી સાધુ,

હું એક નિરાધાર અબળા છું. આજ રાત્રે મ્હારૂં સતીત્વ ભ્રષ્ટ થનાર છે. એ કલંકની કાલિમાથી બચવા હું જળસમાધિ લઈ આત્મહત્યા કરૂં તે પહેલાં એક આર્ય અબળાને જીવતદાન દેવાનું પૂણ્યકાર્ય કરશો ?

લી. એક અભાગીની રાજબાળા

વિચાર કરવાને માટે વિશેષ સમય ન્હોતો. એ ટુંકા લખાણમાં હું સર્વ કંઇ સમજી ગયો. "મ્હારાથી બનશે કે કેમ ?" એનો ઉંડો વિચાર કર્યા વિના મ્હેં એ પત્રના વીંટામાં સાથે જ ફેંકાયલી સીસાપેન વડે એ પત્રની બીજી કોરી બાજુએ બે શબ્દ લખી નાખ્યા.'

"શું ?" પ્રધાન અશ્રુભીની આંખે અને કરૂણસ્વરે બોલી પડયો.

'રાતના અગીઆર'

મ્હને જવાબ લખતો જોયો, એટલે એ યુવતીએ ધીરે રહીને એક મૂલ્યવાન રેશમી અમ્મર બારીએથી નીચે નાખ્યું. એને નીચે લટકતે છેડે મ્હેં એ જવાબ બાંધી દીધો. વસ્ત્ર સપાટાબંધ ઉપર ખેંચાયું

અને જવાબ વંચાયો ત્યાં સુધી મ્હારી આંખો એની તરફ જ હતી. આખરે એણે બારીમાંથી આભાર દર્શાવવા હાસ્યમુદ્રા સાથે રૂમાલ હલાવી બતાવ્યો. મ્હેં પણ જવાબમાં હાથ ઉંચો કરી ખાત્રી આપી. બસ, એ પછી એ ત્યાંથી અદ્રસ્ય થઇ ગઈ. મ્હારા શરીર ઉપર પેલા પત્રના બારીક કટકાઓ પડયા, ને હું પણ આ ખૂશખબર સંભળાવવા ભિક્ષા માગવાનું પડતું મૂકી ખાલી હાથે અહીં દોડી આવ્યો. પ્રભુની લીલા! તે પ્રધાનને હું આપની સાથે બેઠેલા જોઉં છું. સોનું અને સુગંધ બંનેનો મેળ ઇશ્વરકૃપાએ મળ્યો છે. હવે મ્હને હિંમત છે, કે આપણે આ સાહસ ફતેહમંદ રીતે પાર ઉતારી શકીશું."

"શી રીતે?" યોગીનીએ પ્રશ્ન કર્યો.

"રસ્તે આવતા આવતા મ્હારા મગજમાં મ્હેં એક યુક્તિ ગોઠવી છે. જે પ્રધાનજીનો વધારો થતા થોડા સુધારાવધારા સાથે આપની સમક્ષ રજુ કરૂં છું. મ્હારો વિચાર એમ છે, કે જાણે આપણે ત્રણેએ રાત્રીના દશ-સાડાદશને સુમારે અહીંથી તૈયાર થઇને એ જગ્યાએ જવું. એક અશ્વ અને એક હોડીને માટે મ્હેં નક્કી કર્યું છે. હું છૂપે વેશે રાજ્યમહેલમાં દાખલ થઇ આગળથી બારીએથી એક વસ્ત્ર લટકતું રાખી દઇશ. એ રસ્તે સરિતાકુમારીને હું નીચે ઉતારી રાજાની ખબર લેવા થોડો વખત અંદર રોકાઇશ, દરમ્યાન તમે એને હોડીમાં બેસાડી આપણી પર્ણકૂટી આગળ ઉતારી મૂકજો."

"અને હું?" બુદ્ધિસાગર બોલ્યો.

"તમારે આ ઝુંપડીથી થોડે દૂર એક વડનું મોટું ઝાડ છે. ત્યાં અશ્વ સાથે તૈયાર રહેવાનું છે. યોગીનીદેવી સરિતાને બચાવી આ ઝુંપડી આગળ ઉતારી મૂકી એ જગ્યા બતાવી એને તમારી પાસે

મોકલી આપી મ્હને લેવા હોડી પાછી વાળશે, દરમ્યાન તમારે ગૂપચૂપ જરા પણ થોભ્યા વિના એને અશ્વ ઉપર બેસાડી આ શહેરની સરહદ છોડી જવી."

"યુક્તિ તો ઠીક છે, પણ જરા વધુ પડતી સાહસિક અને સંકટ ભરેલી છે. પાર પડે ત્યારે ખરૂં."

"માતા ! એ તો મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા."

"એના કરતા હું મ્હેલમાં જાઉં તો...નાહક મ્હારે માટે કદાચ આપને પાછળથી હેરાન થવું પડે..."

"તો એટલો આત્મભોગ આપતા અમે પાછા નહિં હઠીએ."

"પરંતુ આપની મ્હારા પ્રતિ આટલી બધી મમતા..."

"યોગીઓનો એ ધર્મ છે. બુદ્ધિસાગર!"

"તમે મ્હને ઓળખો છો, અને હું તમને નથી ઓળખી શકતો, એનું કારણ?"

"સમય આવશે સહુ સમજાશે."

"યોગીરાજ ! નાહકનો સમય ગુમાવવા કરતા આપણે અત્યારે જ જઇને છોડાવી લાવીએ તો !"

"પ્રેમઘેલા પ્રધાન! એટલી બધી ઉતાવળ કરવાની કંઈ જરૂર નથી. ઉતાવળા સો બ્હાવરા ધીરા સો ગંભીર. કેટલીકવાર વધારે પડતી ઉતાવળનું પરિણામ વિષમ પશ્ચાત્તાપ અને આઘાતમાં આવે છે."

"પરન્તુ માતાજી! દુશ્મનો કયે વખતે પોતાની દુષ્ટતા બતાવી એને હેરાન કરશે એની શી ખબર?"

" બેટા ! મનુષ્ય કાંઇ કરી શકતો નથી, પ્રભુની ઇચ્છા વિના એક પાંદડું પણ હાલી શકતું નથી, માટે નિશ્ચિંત્ત રહે."

" તો માતાજી ! હવે સમય બહુ ઓછો છે, અને હજુ યોગ્ય પ્રબંધ કરવાનો બાકી છે."

" તો તું જા, અને અશ્વ લઇને જલ્દી આવી પહોંચ."

" દરમ્યાન તમે બુદ્ધિસાગરને પેલું વડનું ઝાડ બતાવી આવી હોડી કિનારે લાવી લાંગરો."

" પ્રભુનું નામ લઇ ચાલો..."

પ્રત્યેક પોતપોતાના કાર્ય કરવા ચાલતા થયા. બુદ્ધિસાગરના હૃદયમાં આશાનું નવું પૂર વ્હેવા માંડયું હતું. આજ એની આંખોમાં આનન્દના ઘેન હતા. અને એ ઘેને, એ વધુ પડતા પ્રેમઘેલા વિચારે એની અમર આશાના તાર કેવા તડાતડ તોડી નાંખ્યા, તે આપણે જોઇએ. એટલું તો ખરૂં, કે વધુ પડતા શોકના આંસુ અને આઘાત મનુષ્યને કોઈવાર બેભાન અને દિવાના બનાવી દેછે, તો વધુ પડતા હર્ષ અને આનન્દના ઉછાળા પણ કોઇ વખત મનુષ્યને ગાંડાઘેલા અને મુર્ચ્છાંગત બનાવી દેછે. અને એટલા માટેજ કહ્યું છે કે...

વિયોગની છેલ્લી પળ એટલે સંયોગની પહેલી પળ

---

# પુષ્પઃ ૬

## "જીવને જોખમે"




હપુરનો એ નૂતન રાજપ્રાસાદ અત્યારે રોશનીના પૂર ભભકાથી ઝળહળી રહ્યો હતો. આંખને આંજી નાખે એવો અપૂર્વ પ્રકાશ જ્યારે અંદર પથરાઈ રહ્યો હતો, ત્યારે એ મહેલની અંદરની એક સજીવન દીપિકા આશાતેલના અભાવે અંધકાર પ્રવર્તાવવા મથી રહી હતી. એની આંખે ઘડીમાં પૂર્ણિમાના ચાંદરણા પથરાતા દેખાતા, તો ઘડીમાં અમાસના કાળાં ઘોર અંધારા ઘેરાતા ભાસતા !

એ તેલહીન દીપિકાને અત્યારે સતેજ રાખવા જોઇએ એવા આશાનાં તેલ પૂરાવાને બદલે નાહકની એની ઉપર દેખાતી શરીર-વાટ જ ઉંચી ચઢાવાતી હતી. એ જીવતી ને જાગતી દીવડી તે અન્ય કોઇ નહિ પણ શયતાન સર્વદમનની સોનેરી જાળમાં સપડાયલી સરિતા પોતે હતી.

રાજાની આજ્ઞા અનુસાર બે દાસીઓ અત્યારે એને સુગંધિત જળથી સ્નાન કરાવી લગ્નનો મંગળ લ્હાવ મ્હાણવા ન્હાનાવિધિ વસ્ત્રાલંકારોથી શણગારી રહી હતી. એ સૌન્દર્યનો દીપક ઉપરથી ઉજાસ આપતો હોઈ લાખો પતંગના પ્રાણ હરવાની અગાધ શક્તિ ધરાવતો હોવા છતાં એના અંતરમાં સાવ અંધકાર હતો. જ્યારે એની દેખાવડી દેહલતા ચણીયા-ચોળી અને કીમતી અમ્બરના ઓઢણાથી

આચ્છાદિત અને હીરા મોતીના કર્ણફૂલ, નાસીકા–વેસર, કંઠહાર, બાજુબંધ, કટીમેખલા, કનકકંકણ અને સુવર્ણનુપૂરથી અલંકૃત થઈ રહી, ત્યારે દાસીઓ એને એ ઓરડામાં એકલી છોડી ચાલતી થઈ. આજ્ઞાધીન પરિચારિકાઓને વિદાય કર્યા પછી એ અધીરી યુવતી અટારીએ દોડી.

એણે ધારી ધારીને થોડીવાર સુધી એકી ટસે બહાર જોયા કર્યું. પરંતુ ગાઢા અંધારા સિવાય નીચે અન્ય કશુંય જણાયું નહિ. એના ગૌર અને સુડોળ છતાં કાન્તિહીન મ્લાન વદન ઉપર નિરાશાની એક કાળી વાદળીનું વિશેષ પડ ફરી વળ્યું. હતાશ અને ધડકતે હૈયે, અશ્રુભરી આંખે અને મ્લાન મુખે એ પાસેના નાજૂક સોફા ઉપર આડી પડી. એ દિવાનીની માફક લવવા લાગી: “ઓ જગત્પિતા! ઓ સૌન્દર્યના સરજનહાર દેવ! શું સૌન્દર્ય એ પણ કોઇ પૂર્વજન્મના પાપનું પ્રતિફળ અગર તો શાપ છે? મ્હને નથી સમજાતું, કે જેની સુંદરતાને અવલોકીને જગત્ આખાની આંખો ઠરે છે, હૈયાં ઠરે છે, જીવન પ્રફુલ્લિત અને આનન્દિત થાય છે; એ સુંદરતાની દેનાર સૌંદર્યશાળી ચીજને આવું સહન કરવાનું શા માટે?

કમળ શંકર–પૂજા કરતા છતાં કાદવ વિષે રહેતા,  
ગુલાબો ડંખ કંટકના...પરિમલ આપતા સહેતા.  
ભ્રમર દે બેસવા ચંપો...નગુણો પાંખડી કોરે,  
સહન કરવું પડે સૌન્દર્ય ને સૌન્દર્યના ચોરે.

× × × ×

સતી સીતા હતી સુંદર તો દૃષ્ટિ રાવણે નાખી,  
સતી સૈરંદ્રીએ પણ લ્હાણ એ સૌન્દર્યની ચાખી.

સતી એ નાર સાવીત્રી સતી એ નાર દમયંતી,
અનુભવ એમણે લીધા હતી બંને સ્વરૂપવંતી.

× × × ×

સહ્યું સૌન્દર્યની ખાતર કરણની રાણી કમળાએ!
કુમારી એજ કૃષ્ણા પણ સીધાવી ઝેર પી સ્વર્ગે.
જુઓ સિધરાજ ને જશમા તથા એ રાણકી સાથે,
અને પદ્મિની કાજે શું કીધું એ દિલ્હીના નાથે?
શરીરો એ બધાં સુન્દર ...સજીવન ખાઈ ગઇ ચિતા,
ગુન્હો સૌંદર્યવન્તાનો મ્હને કહેશો જગત્ પિતા?"

એનો આવો ગાંડો લવારો આગળ વધે ત્યાં દશના ટકોરા પડયા. એનું ચકડોળે ચઢેલું વ્યાકૂળ ચિત્ત ફરી પાછું ઠેકાણે આવી ગયું. એ ફરીથી દોડી. ફરીથી અટારીની બહાર-બારી નીચે કોઇ હોય તો જોવાને આંખો અંધારામાં ખેંચી. પણ અફસોસ! ત્યાં કોઇ જ ન્હોતું. એ ધ્રુજતે પગલે પાછી ફરી. કપાળે કરપ્રહાર કરી એ ફરી પાછી પલંગ ઉપર પડી. આ વેળા એની આંખમાંની દડદડ મોતીના દાણાઓ સરી નીચે ગબડી રહ્યા હતા. એની વિચારમાળાના મણકાઓ એક પછી એક સરી પડી ખોવાઇ જતા હતા.

એટલામાં એ ખંડનું પ્રવેશદ્વાર ખૂલ્યું. એક દાસી અંદર દાખલ થઇ. એની સાથે એક પ્રૌઢ વયનો ભૂદેવ હતો. દાસી મસ્તક નમાવી વિનયપૂર્વક બોલી: "બાઇસાહેબ! મહારાજાએ આ ગોર મહારાજને લગ્નવિધિ શરૂ કરવા માટે આગળથી મોકલી આપ્યા છે."

સરિતાએ એ શબ્દો કાને નાખવાની, એને ઉત્તર આપવાની કે એની સ્હામે જોવાની જરાય દરકાર ન બતાવી. એ તો પેલા

આશાના અમર તાંતણે જ ઝૂંલો બાંધી કલ્પનાસૃષ્ટિમાં ઝૂલી રહી હતી. દાસી ભૂદેવને અંદર મૂકી બ્હાર ચાલતી થઇ, એટલે ભૂદેવે અંદર ઝટપટ પોતાનું કામ આટોપવા લગ્નક્રિયાના સાધનોની મુંગે મોઢે તૈયારી કરવી શરૂ કરી. દરમ્યાન સરિતા તો સોફા ઉપર ઉંધું માથું નાખી ડુસકાં જ ભરવામાં ગૂંથાયલી હતી.

પેલા રાજગોરે એ સોફા નીચે પડેલા બે કીમતી વસ્ત્રોને ગાંઠ મારી એકેકની સાથે સંયુક્ત કરી તેને લટકતા દોરડાની માફક બારી સાથે બાંધી બીજો છેડો નીચો ઝૂલતો કરી દીધો. એક મેજ ઉપર ગુલાબના શરબતના સીસા અને પ્યાલીઓ પડેલી હતી, તેમાંથી બે પ્યાલીમાં એણે કંઇક સફેદ ભૂકી પોતાની પાસેની પડીકી છોડી નાખી. પછી એ બંને પ્યાલીઓને શરબતથી છલાછલ ભરી દેવામાં આવી.

આટલું કાર્ય ગુપચુપ આટોપાયા બાદ એ ઉંધુ ઘાલી આંસુડાં વરસાવતી સરિતા પાસે ગયો, અને બોલ્યોઃ "ચાલો બ્હેન! કુળ-દેવીની પૂજા કરાવું, તે કરી લ્યો. માતા! તમારી અંતરની આશાઓ ફલિભૂત કરશે."

આંસુ લૂછી એણે એ ભૂદેવની આંખો સાથે આંખો મેળવી. એ કંઇક વ્હેમાઇ. મહારાજે એને ફરી વાર ઉભા થવા કહ્યું. અને છેવટ એ આશાભંગ યુવતી, કે જે છેલ્લી ઘડીએ જળમાં ઝંપાપાત કરી આત્મહત્યા કરવાનો પાકો નિશ્ચય કરી ચૂકી હતી, તે હવે લથડતે પગે ઉભી થઇ.

કુળદેવીની ન્હાનકડી પ્રતિમા પાસે પાટલે બેસાડી મહારાજે એને કપાલે સૌભાગ્યચંદ્રક કર્યો. "હે જગતજનની! ત્હારી પુત્રીની

પવિત્રતાનું તું રક્ષણ કરજે." એજ ભાવનાપૂર્વક મંત્રમુગ્ધ સરિતાએ કહ્યું એમ દેવીનું પૂજન કર્યું. ત્યાં તો દાસી દાખલ થઇ. એણે સમાચાર સંભળાવ્યા, કેઃ "મહારાજ આવી પહોંચ્યા છે."

સરિતા આધુ ઓઢી ઉભી થઇ ગઇ. ભૂદેવ પણ હાથમાં કંકુનો પડીઓ લઇ ઉભા થઇ ગયા. ત્યાં રાજા સર્વદમને ઓરડામાં પગ મૂક્યો. "દીર્ઘાયુ ભવ" લાંબો હાથ કરી મહારાજે એને શુભાશિર્વાદ દીધો. તે પછી તે બોલ્યોઃ "મહારાજ! કેમ બધું તૈયાર છે કે?"

"જી...હા."

"તો ચાલો, હવે શી વાર છે?"

"ફક્ત આપ પૂજા કરી લ્યો એટલી જ."

રાજા સર્વદમન કુળદેવીનું પૂજન કરવા બેઠો, ત્યાં આધુ ઓઢી ખુણામાં ઉભેલી સરિતાની ભીની આંખ ઘડીયાળ તરફ ફરકી. અંદર પોણા અગીઆર થઇ ચૂક્યા હતા. એની આશાનો તંતુ હવે નહિ જેવો બાકી હતો. પણ પેલા ચતૂર બ્રાહ્મણને ચાર આંખો હતી. રાજકન્યાના મનની મુઝવણ તે બરાબર પામી ગયો હતો.

પૂજા કરતા દસ મીનીટ પૂરી થઈ. તે પછી સર્વદમને મહારાજને લગ્નક્રિયા ઝટપટ આટોપવાની આજ્ઞા કરી. બે દાસીઓએ સરિતાને હાથ પકડી રાજાની સ્હામેના સુવર્ણ આસને બેસાડી. મહારાજે એ બંનેને કપાળે કુમ્ કુમ્ ચંદ્રક કરી કંઠમાં ફૂલહાર પ્હેરાવ્યા. ત્યાં સરિતાની પાપણો ફરી ઘડીયાળ પ્રતિ પલકો.

બરાબર આજ વખતે ભૂદેવ બોલી ઉઠયો, કેઃ "મહારાજ! હજુ અગીઆરમાં બે મીનીટ બાકી છે. રાતના બરાબર અગીઆર વાગે અમૃત ચોઘડીયું બેસે છે. માટે..."

ચતૂર રાજકન્યા **રાતના અગીઆર** એ સંકેત શબ્દ સાંભળતાં જ વ્હેમાઇ. ત્યાં તો મહારાજે ઉઠી પેલી બે શરબતની પ્યાલીઓ લાવી એક એક એ બંનેના હાથમાં આપી દીધી.

"મહારાજ! લગ્ન–બંધનથી બંધાતા પ્હેલાં તમે ઉભય વર–વધૂ આ માતાની પ્રસાદીનો સ્વિકાર કરી એકેકને પૂર્ણ પ્રેમથી ચાહવાના અને વફાદાર રહેવાના સોગન ખાવ."

રાજા **સ**ર્વદમન તો એકે સપાટે એ શરબતની પ્યાલી મોઢામાં ઠાલવી ખાલી કરી ગયો, પરન્તુ **સ**રિતા હવે જીવ પર આવી હતી. "પારકી આશ સદા નિરાશ" એમ સ્વગત વિચાર કરતી એ સાહસિક સુંદરી પ્યાલી માંહેના શરબતને પોતાની પાસે ઉભેલી બંને દાસીઓની આંખમાં છાંટી દેતી આપઘાત કરવા અટારીએ દોડી. ત્યાં તો ભૂદેવે "સબૂર" કહી તેને સાહસ કરતા અટકાવી. પણ એ શાની થોભે? શાની અટકે?

**સ**રિતા અટારી ઉપરથી નીચે નદીના જળમાં ઝંપલાવવા વાંકી વળી ત્યાં તેની નજર નીચે લટકતા વસ્ત્ર ઉપર પડી. એ એક પળ સ્થંભી ગઇ. આશાનો તૂટેલો તાર સંધાયો હોય એમ એને લાગ્યું. એણે પાછળ નજર નાખી.

શરબતની પ્યાલી માંહેની દવાએ **સ**ર્વદમન બેશુદ્ધ બની નીચે પટકાઇ પડ્યો હતો. મીંચાયલી આંખે બૂમરાણ કરતી પેલી બે દાસીઓને ભૂદેવ મહાશયે પલંગના પાયા સાથે સજ્જડ બાંધી દઇ તેમના મોઢામાં કપડાના ડૂચા માર્યા. જ્યારે રાજા **સ**ર્વદમનને પણ પલંગમાં મુસ્કેટાટ બાંધી એની ડાબી બાજુની મૂછ એણે કાપી નાખી. એના આખા મોઢા ઉપર શાહી ચોપડી એની બંને હથેલીમાં કંકુના લાલ અક્ષરે લખ્યું, કે: "વિષયના કીડાઓની આ દશા થાય છે."

આ તમામ કાર્ય આંખના પલકારામાં એણે આટોપી લીધું. સરિતા તો અટારી પાસે ઉભી ઉભી ફાટી આંખે આ બધું નિહાળી જ રહી હતી. જ્યારે ભયનું આખું વાદળ વિખરાઇ ગયું, ત્યારે ભૂદેવ મહાશયે ધીરે રહીને ઓરડાનું એ ઉઘાડું દ્વાર બંધ કરી દીધું. ધીમે પગલે સરિતા તરફ વધતા એણે ઘડીયાળ તરફ આંગળી કરી. "રાતના અગીઆર."

"તમે..." સરિતાએ શંકિત હૃદયે મોઢું ઉઘાડયું.

"હા હું જ..." કહેતા ભૂદેવે પોતાનો બનાવટી પોશાક શરીર ઉપરથી ઉતારી દૂર ફેંકી દીધો.

"તમે અહીં કેવી રીતે આવી શકયા?"

"આજ સાંજના આવી મ્હેં અહીંના પહેરેગીરને 'આજે શી ધમાલ છે?' એમ અજાણ્યા બનીને પ્રશ્ન કર્યો. જવાબમાં તેણે રાજા સર્વદમન કોઈ નવી રાણી સાથે લગ્ન કરવાના છે એવા સમાચાર આપ્યા. મ્હેં એને એ પ્રસંગે કોઈપણ પ્રકારે અંદર જવા દઈ દક્ષિણા મેળવવાની સગવડ કરી આપવા વિનંતિ કરી. આખરે એ એક રીતે કબૂલ થયો. અને તે એ, કે મ્હને રાજા પાસેથી જે કંઈ દક્ષિણામાં મળે તેમાંથી અર્ધોઅર્ધ મ્હારે એને ઈશ્વરને ઓળખીને આપી દેવું. મ્હેં હા પાડી, અને એ મ્હને રાજાની પાસે કાશીનો વિદ્વાન પંડિત ઠરાવી લઈ ગયો. રાજાએ મ્હને મ્હોટું માન આપી આજના લગ્ન મ્હારે શુભ હસ્તે થાય, એવી ઇચ્છા દર્શાવી. અને તે પ્રમાણે તું મ્હને અત્યારે અહીં જોઇ રહી છે."

"અને તમારી એ યુક્તિ અફળ જતે તો?"

"તો આ અટારીએથી નીચે જવાનો બીજો દાવ પણ મ્હેં તૈયાર જ રાખ્યો હતો."

" તમે ખરેખરા યોગી નથી લાગતા. જો વાંધો ન હોય, તો કૃપા કરી મ્હને મ્હારા જીવનરક્ષકનું નામ...."

" કુમારી! અત્યારે સમય નથી. હવે વધુ વખત અત્રે વાતમાં ખોવો હાનિકારક છે. માટે તમે આ દોરડા વાટે એકદમ નીચે ઉતરી પડો. નીચે એક યોગીનીદેવી હોડી લઇને તમારી રાહ જોતા ઉભા રહ્યા હશે. તે તમને અંદર બેસાડી કિનારે લઇ જશે. અને પછી શું કરવું? તેની સમજણ તમને તેમની પાસેથી જ મળશે."

યોગીએ લુગડાનો છેડો ઉપરથી મજબૂત રીતે પકડી રાખ્યો. સરિતા એને પકડી ધીરે ધીરે નીચે ઉતરી ગઈ. યોગીના કહેવા મુજબ એણે એક હોડી નીચે પાણીમાં તરતી જોઈ. એમાં એક દેવાંશી યોગીનીદેવી મંદ મંદ બળતું ફાનસ હાથમાં લઇ કોઈની રાહ જોતા બેઠા હતા. સરિતાને નીચે આવેલી નિહાળતા જ એમણે એને હાથની ઈસારતથી અંદર બેસી જવાનું કહ્યું. સરિતા અંદર કૂદી પડી, એટલે તરત જ હોડી સડસડાટ રસ્તો કાપવા લાગી.

આ તરફ યોગીએ હવે ફરી પાછો ભૂદેવનો દૂર કરેલો પોશાક સપાટાબંધ પ્હેરી લીધો. જે રસ્તેથી એ બધાની આંખમાં ધૂળ નાખી આવ્યો હતો, તેજ રસ્તે પાછા ફરવાનો વિચાર કરી એ બારણા આગળ ગયો. પરન્તુ જેવો એ દ્વાર ખોલવા ગયો, તેવું જ એક નવીન વિઘ્ન અણચિંતવ્યું ઉપસ્થિત થયું.

પલંગના પાયા સાથે બાંધેલી એક દાસીએ પોતાના બંધાયલા હાથ પગ છૂટા કરવાને એવા તો પછાડા માર્યા, કે એના મોઢામાંથી વસ્ત્રનો ડુચો નીકળી ગયો. એણે કારમી કિકિઆરી નાખી, અને એ બનાવટી ભૂદેવ એને વધુ હોહાકાર કરતી અટકાવવા એની પાસે આવી એના મોઢા ઉપર પોતાનો પ્રચંડ બાહુ દાબે, તે પહેલા તો

બ્હાર ઉભેલા પહેરેગીરને કાને એ અવાજ પડયો. એ દ્વાર તરફ દોડયો. "કોણ છે ?" બહારથી એની પ્રચંડ બૂમ સંભળાઇ.

પલાયન થયા સિવાય હવે એનો છૂટકો ન્હોતો. પેલી અટારીના લટકતા વસ્ત્ર સિવાય બીજી એક પણ જીવ બચાવવાની બારી ન્હોતી. એણે ચારે બાજુ નજર નાખી છેવટે એજ જોખમભરેલો માર્ગ પસંદ કર્યો. જોખમભરેલો એટલા માટે, કે એ બારી વાટે ન્હાસીને હોડી વિના નીચેના પાણીમાં થઇને અંધારામાં આગળ વધી શકવું અશક્ય હતું. અંદર દાસી બૂમ પર બૂમ પાડી બચાવને માટે કારમી ચીસો નાખી રહી હતી, જ્યારે બ્હાર પહેરેગીર બારણા તોડી નાખવા તેને હચમચાવી રહ્યો હતો. વિહ્‌વળ બનેલા યોગીનું મગજ આ વેળા એક પણ યુક્તિ શોધી શકયું નહિ. એની અન્યને છોડાવનારી તીવ્ર બુદ્ધિ પોતાની ઉપર આવી પડેલી આપત્તિનો રસ્તો શોધતા બ્હેર મારી ગઈ હતી.

જીવ સટોસટનો મામલો હતો. જવું કે હિંમતથી સ્હામે થવું ? એ બે વિચારોનું દ્વંદ્વ યુદ્ધ એના મગજમાં થઇ રહ્યું હતું. ત્યાં તો કમાડ તૂટ્યાં. પહેરેગીર ચત્તોપાટ પડી અંદર પછડાયો. ત્યાં જ યોગીએ વસ્ત્રનો છેડો પકડી રામભરોસે સડસડાટ નીચે પડતું મેલ્યું.

પહેરેગીરે રાજા અને દાસીઓને બંધનમૂક્ત કર્યા. એક દાસી બેશુદ્ધ રાજાની સારવાર કરવા દોડધામ કરવા લાગી, જ્યારે બીજીએ પહેરેગીરને અટારી પાસે ખેંચી જઈ વસ્ત્ર પકડીને નીચે ઉતરતા ભૂદેવને પકડવા કહ્યું. લુગડું બે માણસોના ભાર ભાગ્યે જ ઝીલે એમ હોવાથી પહેરેગીરે એની પાછળ ઉતરવાનો સાહસિક વિચાર પડતો મૂકયો. એ પાછો ફર્યો. એણે માથું હલાવ્યું. કંઈ થઇ શકે એમ નથી."

પરંતુ પેલી ચાલાક દાસી જાય એમ ન્હોતી. એને એ દગાબાજ બ્રહ્મદેવ ઉપર ખૂબ દાઝ ચઢી હતી. એણે કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વગર બારીએ બાંધેલો એ વસ્ત્રનો છેડો ગાંઠ છોડી સેરવી નાખ્યો. "હા...હા...હા.. હા...હા..." એના મોઢામાંથી વૈરના બદલાનો ભયંકર હાસ્યધ્વનિ બ્હાર પડયો. પહેરેગીર એ અબળાના આ જીવલેણ સાહસ તરફ ફાટી આંખે જોઈ રહ્યો.

જ્યારે સરિતાના એ શાન્ત પાણીમાં એક પ્રચંડ ધબાકો થયો. બાપડો પરોપકારી યોગી ઉંચેથી એમાં પછડાઈ પડયો. એ પડતા પડતા એટલું જ બોલ્યો: "પ્રભો ! શું પરોપકારનો આ બદલો ?" આવા **જીવના જોખમે** પરોપકાર ખેડનાર કેટલા મનુષ્યો હશે ?

હવે તમે જ કહો, આજ કોઇની દયા ખાવાનો વખત છે ?

## પુષ્પઃ ૭

### "વાંકી વિધાતા"



**સ**રિતાને બચાવી યોગીની દેવીની હોડી સડસડાટ કિનારે આવી પહોંચી. રાત્રીના ગાઢા અંધારામાં એનો હાથ ઝાલી યોગીની પર્ણકૂટી પાસે આવ્યા. પેલા ફાનસનો પ્રકાશ હવે વધારવામાં આવ્યો.

ઝુંપડાથી પંદર વીસ કદમ દૂર પેલું વડનું ઝાડ આવેલું હતું. એને થડે એક ઘોડો બાંધેલો હતો. તે તરફ હાથ બતાવતા યોગીની સરિતાને કહેવા લાગ્યા: " બ્હેન! હવે તું સત્વર પેલા વડના ઝાડ નીચે ઉભેલો અશ્વ દેખાય છે, ત્યાં જા. અમારી આગળની ગોઠવણ મુજબ ત્યાં પ્રધાન બુદ્ધિસાગર ત્હારી રાહ જોતો તૈયાર થઇને જ ઉભો હશે. એક શબ્દની પણ વાતચીત કરવા અગર એક પળ પણ નકામી ગુમાવવા તું ત્યાં થોભીશ નહિ. વખત ઘણો જ બારીક છે. મામલો જીવ સટોસટનો છે. માટે એક એક ક્ષણને અણમૂલ સમજી ઝટપટ બંને અશ્વ ઉપર બેસી આ શહેરની સરહદ સવાર પડતા પહેલા છોડી જજો. જા, જલ્દી કર."

" પરંતુ તમે ત્યાં સુધી આવો તો......"

" નહિ, મ્હારે હોડી લઇને સત્વર પાછું ફરવું જોઇએ. ત્હને બચાવનાર એ પરોપકારી યોગીનો જીવ જોખમમાં આવી પડે તે પહેલા મ્હારે ત્યાં પહોંચી જવું જોઇએ."

" અને... ત્યારે હવે આપના પુનઃ દર્શન અને પરિચય ક્યારે થશે ?"

યોગીનીએ એના માથા ઉપર પોતાનો હાથ મૂક્યો. આભાર ભરી આંખે સરિતા એમને પગે પડી અંધારામાં દર્શાવેલી જગ્યા તરફ ચાલતી થઈ. બીજી જ પળે યોગીનીએ પણ ફાનસનો પ્રકાશ મંદ કરી નાખી પાછા કિનારા તરફ પોતાના પગ વાળ્યા.

× × ×

જ્યારે આ બાજુ ભાગ્યદેવીએ આ અરણ્યની રંગભૂમિ ઉપર કોઇ વિચિત્ર જ નાટક ભજવવાની તૈયારી કરી હતી. પત્નીને મળવાની ઉત્કંઠામાં અધીરો અને ગાંડો થએલો પ્રધાન બુદ્ધિસાગર એ કલાક આગળથી જ અશ્વ સાથે એ ઝાડ નીચે એની વાટ જોતો ઉભો હતો. એવી લોકમાન્યતા છે કે અધીરા અને વિયોગી પ્રેમીઓને એક એક પળ તે એક એક યુગ જેટલી લાગે છે, અને બુદ્ધિસાગર પણ તે મુજબ અંધારામાં આંખો તાણી તાણી અંતે થાકી ગયો.

એવો સર્વસામાન્ય નિયમ છે, કે જ્યાં સુધી માણસને માથે ચિન્તાની સમશેર લટકતી હોય છે, ત્યાં સુધી તે આહાર નિદ્રાને તદ્દન વીસરી જાય છે, પરન્તુ બુદ્ધિસાગરની ચિન્તાની તલવારની ધાર અત્યારે આનન્દની ઢાલે બુટ્ટી કરી કરી નાખી હતી, એટલે લાંબા વખતના પરિશ્રમ અને નિદ્રાના ઘેને આજ એની ઉપર એક સામટો હુમલો કર્યો. જ્યાં રાતના અગીઆરનો સમય થયો, ત્યાં તો એ આનન્દના સ્વપ્ના જોતા જીવને બગાસા અને ઝોકા આવવા લાગ્યાં. એની ઉંઘે ઘેરાતી આંખોએ આળસની નિશાનીઓ દર્શાવવા માંડી. "લાવ જરા અમસ્તો જાગતો જાગતો આડો પડુ," એવો વિચાર કરી એ આરામ લેવા આડો પડયો. પરન્તુ સરિતાના શીતળ સમીરે એની આંખો ઉપર પોતાની ઠંડી લ્હેરો

ફરકાવવા માંડી. દેવી વિધાત્રીએ પોતાનો જાદુઇ પ્રભાવ ધરાવતો હાથ એની ઉપર ફેરવ્યો. પડતાની સાથે જ એની આંખો મીંચાઈ ગઈ.

બરાબર એ જ વખતે પોતાને રાતનો રાજા કહેવડાવતો એક અશ્વારોહી યુવક ત્યાં આગળ થઈને પસાર થતો હતો, તેની નજર એ ઝાડની સાથે બાંધેલા અશ્વ ઉપર પડી. ઘોડા ઉપરથી નીચે ઉતરી એ ધીમે પગલે એની પાસે ગયો. એની અત્યંત અજાયબીમાં એણે જમીન ઉપર હાથનું ઓશીકું બનાવી ઘસઘસાટ ઘોરતા એક દેખાવડા યુવકને જોયો. મધ્યરાત્રીના શુમારે આ યુવક અશ્વને અહીં બાંધી આવા ખુલ્લા ભયાનક સ્થાનમાં શા માટે સૂતો હશે ? એ તેને ન સમજાયું. થોડી વાર વિચાર કર્યા બાદ તેના મગજમાં એનો ભેદ જાણવા એક વિચાર સ્ફૂરી આવ્યો. તાબડતોબ તેણે પેલા વૃક્ષ સાથે બાંધેલા અશ્વને જંગલમાં ચરવા છૂટો મૂકી દઇ તે જગ્યાએ પોતાનો અશ્વ બાંધી દીધો. નીચે સૂતેલા પ્રધાન બુદ્ધિસાગરને એણે આજુ બાજુ પડેલા પાંદડાઓના ઢગલાથી ઢાંકી દીધો, અને હવે શું થાય છે ? એ જોવા તે વડના વૃક્ષના ઓથે છૂપાઇને ઉભો.

બરાબર આ જ વખતે એણે પર્ણકૂટી પાસે દીપકનો આછો પ્રકાશ પથરાયલો જોયો. થોડી વારે બે સ્ત્રી વ્યકિતઓને વાતો કરતી એણે જોઈ. એ પછી એમાંની એક સ્ત્રીને એણે પોતાની તરફ ચાલી આવતી અવલોકી. એ આવનાર સ્ત્રી તે યોગીનીદેવીએ મોકલેલી રાજકન્યા સરિતાકુમારી પોતે જ હતી.

જ્યારે સરિતા વૃક્ષ નીચે બાંધેલા અશ્વ પાસે આવી ઉભી રહી, ત્યારે તેણે પોતાના પ્રિયતમને જોવા ચારે તરફ નજર નાખી. પેલો ચાલાક નિશાચર આખા શરીરે કાળો ઝબ્બો લપેટી બ્હાર

આવ્યો. અંધારામાં કોઈ કોઈના મોઢા બરાબર જોઇ શક્યા નહિ. યોગીનીદેવીના શબ્દો ઉપર સંપૂર્ણ વિશ્વાસ ધરનાર સરિતાએ એને જ પોતાનો પ્રિયતમ સમજી લઇ પૂછયું: " વહાલા ! હવે જલદી ચાલો. સવાર પડતા પહેલા આપણે આ શહેરની સરહદ છોડી જવી જોઇએ, એવી યોગીનીએ મ્હને ખાસ સૂચના કરી છે. "

" હા...ચાલો...હું તો ક્યારનો તૈયાર જ છું. " વૃક્ષ સાથેથી અશ્વને છોડતા એ અજાણ્યો પુરૂષ બોલ્યો.

સરિતાને એના સાદમાં કંઇક ફેર લાગ્યો, છતા અત્યારે શંકા કરવાનો સમય નહોતો. વળી પોતાના સંરક્ષક યોગીનીદેવીના વચનમાં એને પૂરેપૂરો વિશ્વાસ હતો. એ અજાણ્યા ઘોડેસ્વારે એને ઊંચકીને ઘોડા ઉપર બેસાડી દીધી. બીજી જ પળે એ લગામ હાથમાં લઇ પાછળ ચઢી બેઠો. એક શબ્દનો પણ વિશેષ ઉચ્ચાર કીધા વિના એણે ઘોડાને પવનવેગે મારી મૂક્યો.

* * * *

આ તરફ યોગીનીએ હોડી પાછી હંકારી યોગીની રાહ જોવા માંડી, પરંતુ જ્યારે ઘણો વખત થયા છતા એના પાછા ફરવાની કોઇ નિશાની ન જોઈ, ત્યારે એ દુ:ખી દીલે કિનારે પાછા ફર્યા. " એ કેમ પાછો ન ફર્યો ? સપડાઇ તો નહિ ગયો હોય ? " એ જ ચિન્તામાં ને ચિન્તામાં ફાનસ લઈ એ કિનારા આગળ એક કલાક સુધી ઉભા રહ્યા. પરંતુ જ્યારે બે વાગ્યાનો શુમાર થયા છતા પણ એના દર્શન ન થયા, ત્યારે હવે એમનો જીવ ધીરજ ગુમાવી બેઠો. " નક્કી કંઇ નવા જૂની થઇ લાગે છે." ફરી પાછી તપાસ કરવા એઓ

ફાનસ લઇ હોડીમાં બેઠા. નવા મહેલની નીચે એ જ જગ્યાએ ફરી એમણે હોડી લાવીને લાંગરી. અને જ્યાં પેલા લટકતા વસ્ત્રનો છેડો પકડી ઉપર જવાનું સાહસ ખેડવા વિચાર કરે છે, ત્યાં જ એમની નજર અટારી ઉપર પડી. ત્યાં લટકતું વસ્ત્ર ન્હોતું.

હતાશ હૈયે એમણે હોડી કિનારે પાછી ફેરવી. આ વખત લગભગ ચારનો શુમાર થઇ ચૂકયો હતો. ભગ્ન હૃદયે પર્ણકૂટીના દ્વારને અઢેલી ફાનસને હેઠે મૂકી એ ઉંડા વિચારમાં લીન થઈ ગયા હતા, ત્યાં એમને કાને સ્હામેના ઝાડ નીચેના સુકા પાંદડા ઉપર કોઇનો પગરવ પડવાનો અવાજ સંભળાયો. હૃદયમાં ફરી આશાનો ચમકારો થયો. ફાનસ લઇ તેઓ તે જગ્યાએ દોડયા.

પણ જ્યાં તેઓ વડના વૃક્ષ નીચે આવીને ઉભા, ત્યાં તેમણે શું જોયું? એમની આંખોના ડોળા જ્યાં ને ત્યાં સ્થિર થઈ ગયા. જીભ તાળવે ચ્હોંટી ગઈ. ગુલાબી નિદ્રામાં પોઢેલા બુદ્ધિસાગરના શરીર ઉપરથી ઘોડો એક પછી એક પાંદડુ દૂર કરી રહ્યો હતો. " આ શું ? " અશ્વ અને પ્રધાન બંને હજુ અહીં જ છે, તો પછી સરીતા કયાં ગઇ ? એને કોણ લઇ ગયું ? "

એમણે ' સરિતા સરિતા ' એમ બે ચાર બૂમ મારી, પણ વ્યર્થ. " નક્કી કોઈ બદમાશ સરિતાને સ્હેલાઈથી ઉપાડી જવા ફાવ્યો છે, અગર તો રાજાના જ માણસો એને પકડી ગયા હોય... એવી એવી શંકાઓ એનાં હૃદયમાં તરવરવા લાગી. ગમે એવું પણ આખરે અબળા હૃદય ! એનું કેટલું ગજું ? પ્રણયનાં પ્રિય સ્વપ્ના જોતા પ્રધાનને એમણે બંને હાથે ઢંઢોળીને જાગ્રત કર્યો. આંખો ચોળતા આળસ મરોડતા અને બગાસા ખાઈ બેઠા થતા બુદ્ધિસાગરની

આંખોએ પોતાની સ્હામે સ્ત્રીને ઉભેલી જોઇ. "ચાલો... ચાલો... બહુ વખત થઇ ગયો..." કહેતો એ ઉંઘના અર્ધ ઘેનમાં જ હાથ પકડી ઉભો થયો. ત્યાં તો યોગીનીદેવીએ ફાનસનો પ્રકાશ વધારતા કંઇક સખ્ત સ્વરમાં એને સંબોધ્યો: " બુદ્ધિસાગર ! "

ફાટી આંખે એ પ્રકાશમાં એણે યોગીનીદેવીના મોઢા તરફ જોયું. કારણ અવાજ સરિતાનો નથી, એમ તેના કાને ખાત્રી આપી. યોગીનીને જોતા જ એની આંખોનું ઘેન ઉતરી ગયું. અશ્વને પાસે ઉભેલો જોતા એને હવે સરિતા સાંભરી. એ એકી ટસે યોગીનીના કંઈક ખિન્ન અને ક્રોધ મિશ્રિત વદન તરફ જોઈ રહ્યો.

" બુદ્ધિસાગર! તમારી આ કસમયની નિદ્રાએ અને બેદરકારીએ આખરે આખી બાજી ઉંધી મારી છે. "

" માતા ! દેવી...મ્હારી આંખો જરા મળી ગઇ..."

" અને ત્હારી આશા પણ એની સાથે જ હવે મરી ગઈ. "

" કેમ કેમ ? એમ કેમ બોલો છો ? "

" તો બતાવ, સરીતા ક્યાં છે ? "

" સરિતા ! એ અહીં આવી જ નથી. "

" પરંતુ મ્હેં મ્હારી જાતે એને અહીં મોકલી છે. "

" તો જાય ક્યાં ? "

" એજ હું ત્હને પૂછી રહી છું. "

" પણ હું તો ઉંઘી ગયો હતો, મ્હને કાંઇ ખબર નથી. "

" તો બસ...કોઈ હરામખોર ત્હારે બદલે એને ઉપાડી ગયો હોવો જોઇએ. "

" મ્હારી ભૂલ થઇ, મ્હને માફ કરો. "

" એમાં ત્હારી કે મ્હારી કોઇની કસૂર નથી. વાંક ત્હારી વાંકી **વિધાતાનો** છે. માણસ ધારે છે કંઇ ને ઇશ્વર કરે છે કંઇ, તે આનું નામ! એક સાંધતા તેર તૂટે, એ ત્હારા કર્મની કઠીણાઇ નહિ તો બીજું શું? નહિ તો વળી આવે વખતે ત્હને ઉંઘ હોય? "

" પરંતુ માતા! હું હવે પસ્તાઉં છું. તમે જાણતા હો, તો તો મ્હને કંઇક ખુલાસો કરો. "

" ખુલાસો હવે શું કરવાનો હતો? મહા મહેનતે બચાવેલી સરિતાને અહીં મોકલી હું યોગીને બચાવવા હોડી લઇ પાછી ફરી, પણ એનો પણ કંઈ જ પત્તો નથી. એ પણ રાજાના ક્રોધનો શિકાર થયો લાગે છે. જ્યારે આ બાજુ સરિતાને પણ કોઇ હરામખોર ફસાવી જવામાં ફાવ્યો હોય એમ લાગે છે. "

" ઓહ્...હું આ શું સાંભળું છું? " પ્રેમમાં પાગલ બનેલો પ્રધાન બે હાથો વચ્ચે પોતાનું માથું દાબી દઇ અશ્રુભરી આંખે બોલ્યો: " માતા મ્હારી અમર આશાનો તૂટેલ તંતુ ફરી પાછો સાંધવાને હવે કોઇ ઉપાય છે? "

" સમય ન ગુમાવ, જલ્દી અશ્વ લઇ એની તપાસમાં નિકળ. જા...દરમ્યાન હું પણ યોગીની તપાસને માટે જાઉં છું. "

" આપની આજ્ઞા માથે ચઢાવું છું. હું પાતાળમાંથી પણ એનો પત્તો મેળવ્યા સિવાય હવે પાછો ફરનાર નથી. હવે તો એને મેળવીશ, તો જ આપને મ્હારૂં મોઢું બતાવવા પાછો ફરીશ. નહિ તો છેલ્લા પ્રણામ. "

"પ્રભુ ! ત્હારી આશા પૂરી કરે."

એ પાગલ પ્રેમી પાસે ચરતા ઘોડા ઉપર છલંગ મારી ચઢી બેઠો. કોઇપણ જાતનો વિચાર કર્યા વિના ગમે તે એક દિશામાં એણે ઘોડો મારી મૂક્યો.

આવા ને આવા જ ઓછી અક્કલના આજના નાદાન ઉતાવળીઆ અને બેદરકાર યુવાનીઆઓ...અફસોસ..." એટલું કહી યોગીનીદેવી યોગીની શોધમાં આગળ વધ્યા. એમના મગજમાં અત્યારે સરિતાના નહિ પરંતુ યોગીના જ વિચારો ઘોળાઈ રહ્યા હતા.

ત્યારે સરિતાને ઉઠાવી જનાર એ ઘોડેશ્વાર કોણ ?

## પુષ્પ: ૮

## "બસ ખલાસ"



**આ** શરે અર્ધો કલાક ગુપચુપ રસ્તો કાપ્યા પછી સરિતાએ મૌનવ્રત તોડયું. "નાથ ! મ્હારા ટાંટીઆ કળે છે. અશ્વ ઉપર બેસવાનો મ્હને મુદ્દલ મહાવરો ન હોવાને લીધે મ્હારી આંખે હવે અંધારા આવે છે. આપણે થોડી વાર કોઇ જગ્યાએ વિસામો લઇ આગળ વધીએ તો કેમ ?"

ઘોડેશ્વારે કાંઇ જ જવાબ આપ્યો નહિ. અશ્વની લગામ ખેંચી એણે એને આગળ વધતો અટકાવ્યો. બંને જણ ઘોડા ઉપરથી નીચે ઉતરી એક વૃક્ષની નીચે આવી ઉભા. અંધારૂ હજુ પૂરૂં અદશ્ય ન્હોતું થયું, એટલે એકેકના મોઢા ચોકખા દેખી શકાતા ન્હોતા. પોતાના પ્રિયતમને આમ બોલ્યા ચાલ્યા વગરના મોઢું ફેરવીને ઉભા રહેલા જોતા જ સરિતાના અબળા હૃદયે ધીરજ ખોઇ નાખી. તેણે એકદમ એના ગળામાં પોતાના બંને હાથ ભેરવી દેતા પ્રેમાળ શબ્દોમાં કહ્યું: "વ્હાલા ! કેમ હજુય બોલવું નથી ? શહેરની સરહદ તો આપણે છોડી દીધી. હવે શું છે ?"

છતાં કંઇ જ જવાબ ન મળ્યો. પોતાનાં ગળાની આસપાસ વીંટળાયલા એના બંને હાથો પોતાના એકજ પ્રચંડ હાથમાં પકડી લેતા એ મધ્યરાત્રીના મહેમાને પોતાના શરીર અને મોઢાને ઢાંકતો એ નિશાચરનો કાળો ઝબ્ભો દૂર કર્યો. "જો...હું કોણ છું ?"

કહેતાં જ એણે લાલચોળ આંખે એને પોતાની છાતી સાથે દબાવી.

એના ભયંકર વદન અને બીહામણી આંખોને જોતા જ એ ઠંડી પડી ગઇ. એક ભયંકર ચિચીયારી મારી એણે એના હાથમાંથી પોતાનો એક હાથ આંચકો મારી છૂટો કર્યો. " ઓહ.....કોણ..... તું...તું..."

એક પણ અક્ષર એના મોઢામાંથી આગળ બ્હાર પડે તે પહેલા તો એ કદાવર પુરૂષનો બીજો રાક્ષસી હાથ એના મોઢા ઉપર દબાયો. અને પાષાણ પાસે પુષ્પ–કલીકાનું ગજુ પણ શું? એ નરપિશાચના હાથમાંથી છૂટવાને એણે પોતાને પૂરેપૂરી શક્તિનો ઉપયોગ કર્યો, પણ ન ફાવી. આખરે બ્હીકની મારી એ એના હાથમાં બેહોશ થઇ ઢળી પડી.

એને ત્યાં જ નીચે જમીન ઉપર પડતી મૂકી એ શયતાન પાસે ઉભેલા પોતાના અશ્વ પાસે ગયો. એની ઉપર બાંધેલી એક મજબૂત રસી એ છોડી લાવ્યો. એના એક છેડા વડે એણે એ બેહોશ બાળાના બંને પગો કચકચાવીને બાંધી દીધા, જ્યારે બીજો છેડો એ પ્રચંડ ઝાડની એક મજબૂત ડાળી ઉપરથી પસાર કરી એ બાપડીને ઠેઠ ઝાડની ટોચે ઉંધે મસ્તકે ખેંચી–લટકાવી નીચેના થડ સાથે બાંધી દીધો.

પાસે જ એક ગંદી ખાડીમાં ગંદુ પાણી વહેતું હતું. એ નિષ્ઠુર હૃદયના નરરાક્ષસે એમાંથી એક ખોબો ભરી એને શુદ્ધિમાં આણવા એના મોઢા ઉપર છાંટયો. થોડી વારે એ ભાનમાં આવી. પોતાને આવી રીતે બંદીવાન બનેલી જોતા એની આંખોમાંથી પાણીની ધારા ચાલવા માંડી. દગાબાજના પંજામાં ફસાયલી અને દોરડેથી જકડયલી એ પોચાં હૈયાની સુંદરી પોતાનો છેલ્લો પ્રયત્ન અજમાવવા–અને તે

દયાજનક સ્વરે વિનવવા સિવાય બીજું શું કરી શકે એમ હતી? એણે એને બહુએ કલાવાલા કર્યા, પણ પાષાણ તે વળી કોઇ દિવસ પલળ્યા સાંભળ્યા છે?

"તે વખતે તું મ્હને ઘાયલ કરી મ્હારાહાથમાંથી છટકી ગઇ હતી. કેમ? યાદ છે ને? જો આ રહી એ નિશાની." કહેતા એ ભેદી પુરૂષે પોતાના જમણા હાથના કાંડા ઉપર બાંધેલો એક સફેદ વસ્ત્રનો પાટો બતાવ્યો. "હવે આજ તું મ્હારા પંજામાં ફસાઇ છે. જોઉં છું, કે આજે હવે તું કઇ રીતે ન્હાસી શકે છે? આ જંગલનો રાજા પોતાના એક લોહીનાં ટીપાંનો બદલો લોહીની નદીઓ વહાવીને લે છે એની ત્હને ખબર નહિ હોય...હા...હા...હા...હા...હા..."

એક ભયંકર હાસ્ય કરતા એ નિષ્ઠૂર નરપિશાચે દોરડાનો છેડો ઠેઠ ઉપર ખેંચ્યો. લગભગ વીસથી પચીસ ફુટની ઉંચાઇએ એ કમનસીબ કાન્તા ઉંધે મસ્તકે લટકવા લાગી. ઝાડના થડની સાથે દોરડાનો બીજો છેડો બાંધી એણે ગજવામાંથી ચકમકનો પત્થર બ્હાર કાઢયો. પત્થર સાથે પત્થર અફાળી અગ્નિ ઉત્પન્ન કર્યો. અને એનો એક જ તણખો ઝાડના થડની સાથે બાંધેલા દોરડાને સળગાવવા પૂરતો હતો.

ધીમે ધીમે અગ્નિની ચણગારીએ પોતાનું ધુંધવાવાનું કામ આરંભી દીધું. છતાં એટલેથી જ એ વૈરમાં અંધ બનેલો આત્મા ન ધરાયો. આજુબાજુ પડેલી પત્થરની મોટી મોટી શિલાઓ ગબડાવી લાવી એણે સરિતા લટકતી હતી, એ જ ડાળની નીચે બરાબર લાવી ગોઠવી દીધી. દોરડું બળે, અને તૂટે કે તરત જ ઉંધે મસ્તકે

લટકતી એ અભાગીની નીચેની પાષાણુ શિલાઓ ઉપર પડે, અને પછડાતાં જ એના માથાના ચૂરેચૂરા થઈ જતા પ્રાણુવિહીન થાય, બસ...એજ એક માત્ર એની એ રાક્ષશી ઇચ્છા હતી.

ફૂંક મારી મારી એણે એ ધુંધવાતા અગ્નિને જ્વલંત કર્યો. દોરડું સપાટાબંધ બળવા લાગ્યું, એટલે આ કાળજુ કંપાવે એવું કરપીણુ દશ્ય નજરોનજર જોવા એ સ્હામેના એક વૃક્ષ પાસે જઇને ઉભો. મૃત્યુ–દોરથી બંધાયલી ઉંધે માથે લટકતી એ અભાગીની અબળા ફાટી ભીની અને દયામણી આંખે પોતાના કરૂણુ મૃત્યુની આ ભયંકર તૈયારી જોઇ રહી હતી.

એ નરાધમનો અશ્વ ઝાડ નીચે આમ તેમ ચરી રહ્યો હતો. વૈરની ધૂનમાં આંધળા બનેલા એને એની દરકાર ન્હોતી. એને તો...“ઓ તૂટી...ઓ પડી...” બસ એજ ભણુકારા અત્યારે વાગી રહ્યા હતા. એની આંખો પોતાના કમનસીબ શિકાર તરફ જ તાકી રહી હતી.

ત્યાં અચાનક દોરડું સળગી જતાં તૂટયું. તૂટતાં જ લટકતી સરિતાએ આંખો મીંચી દીધી. એ ઠેઠ ઉંચેથી ઉંધે મસ્તકે નીચેના પત્થરો ઉપર પછડાઇ પડી. પછી એનું શું થયું ?

“બસ...ખલાસ...” એ માનવ–પિશાચના મુખમાંથી પડતા પડેલા જ હર્ષની ભયંકર ચિચીયારી બ્હાર પડી.

અને એ દયાહીન દૈત્ય તે લૂટારૂ મુબારક પોતે હતો.



# પુષ્પ: ૯

## “ કાશીનો પંડિત ”



મય સંધ્યાકાળનો હતો. કાશ્મીર નગરને છેડે આવેલી એક એકાન્ત ધર્મશાળામાં બે ચાર હિંદુસ્તાની સાધુબાવાઓ ગાંજા–ચલમ ફૂકતા ગપ્પા મારતા પડયા હતા. ત્યાં એક યુવાન ઘોડેશ્વર આવી ઉભો.

એના અશ્વના મોઢામાં ફીણના ફીસોટા હતા. પ્રવાસી પોત્તે શ્વાસભર્યો હાંફતો હતો. એનો કીમતી રાજવંશી પોશાક ધૂળથી ઢંકાયલો હોવાથી એ ઘણે દૂરથી આવ્યો હોય એમ સહજે અનુમાન થઈ શકતું હતું.

ધર્મશાળાની નજદીક આવતા એણે અશ્વ ઉપરથી ઉતરી પેલા સાધુઓ તરફ જોયું. કંઈ વિચાર આવતા એમાંના એકને પૂછ્યું; “ તુમ લોગ ગુજરાતી જાનતે હૈ કી ? ” એણે અડધીપડધી હિન્દી જબાનમાં ફેંકયું.

સાધુઓમાંનો એક એના જેવી જ ફેંકછાપ ગુજરાતી જાણતો હતો. તેણે જવાબ આપ્યો: “ બરાબર નથી...લેકીન દેવનાગરી (હિંદી) જાનતા હું. ”

“ અચ્છા, તો મૈં ભી તુમ્હારી ભાષા જયસી-વયસી જાનતા હું. બાવાજી ! યહ નગરકા નામ કાશ્મીર હૈ ને ? ” એણે આવડે એવી હિન્દી ભાષામાં વાતો ફેંકવા માંડી.

“જી...હાં જનાબ... યહી કાશ્મીર. આપકો કહાં જાના હૈ ?”

" ઇધરહી ઠયરના હૈ. "

" આપ કહાંસે આતે હો ? "

" બનારસસે. "

" આપકા નામ ? "

" પંડિત જગન્નાથ. "

સાધુના પ્રશ્નના જવાબ આપતા એણે ઘોડા ઉપરથી જીન છોડયું. પાસે એક ન્હાની સરખી ખુલ્લી જગ્યા હતી, ત્યાં લીલુંછમ ઘાસ ઉગેલું હતું, ત્યાં ઘોડાને ચરવા છૂટો મૂકી દીધો. માથા ઉપરથી કીનખાબી સાફો ઉતારી એ ધર્મશાળામાં દાખલ થયો. પોતાને પંડિત કહેવડાવનારના આ રાજ્યવંશીને યોગ્ય એવા દમામદાર પોશાકને જોતા સાધુઓ અંદર અંદર જાતજાતના તર્કો બાંધવા લાગ્યા. ત્યાં તો પેલા સાધુ મહારાજને એ પંડિતે જ બૂમ મારીઃ " થોડાસા જલ દોગે, મહારાજ ! "

" જુરૂર..."

એક સાધુએ ઉઠી એને પોતાની પાસેના એક પાત્રમાં પીવાનું પાણી લાવી આપ્યું. એ પીધા પછી શાન્ત થઇ એ પ્રવાસી એમની સાથે આનંદથી વાતે વળગ્યો.

" આપ લોક કહાંકે રહને વાલે હો ? "

" હિમગિરિ. "

" ઔર યહાં કીતના દિન હુઆ ? "

" તીન..."

" કુછ કામકે લીએ કી ખાલી..."

" સીર્ફ શહર દેખનેકે લીએ. મગર પંડિતજી! આપ કાશીકે બડે વિદ્વાન પુરૂષ હોકર, યહ રાજબંશી બેશમેં ક્યોં ફીરતે ભલા ?"

" કાશી–નરેશકા આચાર્ય હોનેકે સબબસે મુઝે યહી પોશાક પુરસ્કારમેં મિલા હૈ, લેકીન સાધુ મહારાજ! અબ મૈં યહ પોશાકમેં રહને નહિ મંગતા. તુમ શહરમેં જાકે એક અચ્છાસા પંડિતકે યોગ્ય બેશ મેરે લીએ લા દેંગે? ક્યોંકી મૈં ઇસ શહરસે બિલ્કુલ અપરિચિત હું." એમ કહેતાં જ એણે એક સોનેરી રંગની સુવર્ણમુદ્રા કાઢી સાધુની પાસે ફેંકી.

સોનેરી કીરણોના ચળકાટ કઈ આંખને ન આકર્ષે? કોના નયનને ન આંજે? ઝટપટ એ સોનાના સિક્કાને એક સાધુરામે ઝડપી લીધો. " જી...હાં પંડિતજી! મૈં અભી ફૌરન લેકે આતા હું."

એટલું કહી એ સોનામ્હોર લઈ સપાટાબંધ શહેર તરફ ઉપડ્યો. એટલે બીજા બે સાધુઓ કે જેમના મોઢામા સોનામ્હોર જોઇને પાણી છૂટ્યા હતા, તેઓ એની સાથે કંઇ આશાવન્તા દીલે છૂટથી વાત કરવા મંડયા.

" આપ યહાં કુછ કામકે લીએ..."

" નહિ...નહિ... મૈંને તો વહાં ઇસ શહરકી રાજકન્યાકી ખૂબસુરતીકી બહુતસી તારીફ સુની થી, ઇસી લીએ એક બાર ઉસકો દેખનેકે ઇરાદેસે આયા હું."

" મગર આપ કીસ તરહસે..."

" વહી મૈં આપસે જાનના ચાહતા હું: રાજકુમારી કભી કોઇ પરદેશી બ્રાહ્મણ–પંડિતસેં મુલાકાત લેતી હૈ કી નહિ?"

" સીર્ફ એક ભવિષ્યવેત્તા–જ્યોતિષીસેં."

" જ્યોતિષી ? " પ્રવાસી જરા વાતમાં રસ પડતા ટટાર થઇ બેઠો.

" જી—હાં. હમને યહાં આકર શહરકે લોગોંકે મુખસે ઇસિ તરહકી બાત સુની હૈ, કી રાજકન્યાકી ઉમ્ર અઢારહ બરસકી હો ચૂકી હૈ, ફીર ભી વો અપને પિતાકો અપના બ્યાહ કરનેકી મના કરતી હૈ. "

" મગર ઉસકી કોઈ મતલબ ? "

" મતલબ યહી હૈ, કી રાજકન્યા અપને આપકો કોઇ અભિશાપિત ગાંધર્વ કન્યા બતાતી હૈ, ઔર કહતી હૈ કી મુઝે અપના પૂર્વકા ષટ્ જન્મકી કહાની અભીતક માલૂમ હૈ. યહ મેરા સાતમા ઔર અભિશાપકી પૂર્ણાહૂતિકા આખીરી અવતાર હૈ. યદિ મેરે પૂર્વાવતારકે પતિદેવ મુઝે મિલ જાય, તો મૈં ઉન્હીંકી સાથહી બ્યાહ કરૂંગી. ક્યોંકી ઉન્હીંકા સાથસેહી મેરા ઉદ્ધાર હૈ. ઔર થોડેહી દિનોંકી બાતપે ઉનકા વહ પતિદેવ ઉનકો સ્વપ્નમેં અરણ્યમેં શિકાર ખેલતે નઝર આયેથે. અબ યે ગાંવેગાંવકા જ્યોતિષીઓંકો અપની પાસ બુલવા કર અપના સ્વપ્નપ્રેમીકી તલાસ કર રહી હૈ. લેકીન અભી તક ઉનકા મનોમંદીરકા યહ દેવતાકા પત્તા બતલાનેવાલા કોઇ ભી જ્યોતિષી ઉસકો નહિ મીલા."

સાધુ એને આટલી વાત કહી અટક્યો, અને એની વાત હજુ કદાચ આગળ વધત, પણ તે સાંભળવાને હવે પ્રવાસીને કાન કે ધ્યાન હતા જ નહિ. " આજથી થોડા દિવસ ઉપર અરણ્યમાં શિકાર ખેલતા તેનો ભેટો થયો હતો. " એ સાધુના શબ્દોએ તેની જૂની કહાણીને પુનઃ તાજી કરી. " શું એ સ્વપ્નનો પ્રેમી તે પોતે તો નહિ હોય ? " એ વિચારસાગરમાં તે દૂરદૂર તણાવા લાગ્યો. એટ-

લામાં એને કાને "લીજીએ, પંડિતજી! યહ આપકે લીએ પોશાક..." એટલા શબ્દો પડયા.

એની વિચારમાળા તૂટી ગઈ. મોઢું ફેરવી એણે પાછળ જોયું તો બજારમાં ગયેલો સાધુ જ્યોતિષીને યોગ્ય વસ્ત્રો સાથે ત્યાં ઉભો હતો. પ્રવાસીએ એના હાથમાંથી કપડાની પોટલી લઈ લીધી. એક બીજી સોનામહોર તેણે સાધુના હાથમાં મૂકતા કહ્યું: " બાવાજી! મૈં કલ સુબહસે ભૂખા હું ઔર સિર્ફ આજહી રાત યહાંપે ઠહરનેવાલે .. કલ દસ બજે તો મૈં શહરમેં ચલા જાઉંગા. ઇસ લીએ ખાને ઔર ફીર સોનેકા પ્રબંધ આપ કર દેંગે તો આપકા બડા અહેશાન."

" બહુત અચ્છા પંડિતજી..."

બીજી એક સોનામ્હોર મળતા જ સાધુરામમાં એવડી સ્ફૂર્તિ આવી. એણે બજારમાંથી સીધુસામગ્રી આણી ઝટપટ રસોઈ તૈયાર કરી એ ભૂખ્યા પ્રવાસીને જમાડયો. જમ્યા પછી એ થાકેલો મુસાફર આરામ લેવા એને માટે તૈયાર કરી રાખેલી શય્યા ઉપર આડો પડયો. પણ કેમે કરી એને ઉંઘ આવી નહિ. આખી રાત એણે કાશ્મીરની એ કન્યાના વિચાર કરવામાં અને એના જાગતાં સ્વપ્નાં જોવામાં જ પૂરી કરી.

પ્હો ફાટયું ન ફાટયું ત્યાં તો એ ઉતાવળીઓ અને અધીરો જીવ પથારીમાંથી બેઠો થઈ ગયો. સાધુઓ તો હજુ ધસધસાટ ઘોરતા હતા, એટલે એણે જાતે જ દાતણપાણી કરી ઠંડે જળે સ્નાન કાર્ય આટોપી લીધું. પોતાના અશ્વને જીન નાખી તૈયાર કરી એણે પેલો પોશાક પહેરવા માંડયો. મોટું પંડિતનું પાઘડું, કપાલે ભષ્મનું ત્રિપૂંડ, પહોળી કોરનું બનારસી ધોતીઉં, ઉપર અંગરખો ને તેની ઉપર ખેસ નાખી પગમાં દક્ષણી જોડા ચઢાવી દીધા. હાથમાં એક

જૂનું પૂરાણું ટીપણુંય રાખી લીધું. છતાં આ બનાવટી વેશની નીચે પોતાનો રાજવંશી વેશ પણ એણે કાયમ રાખ્યો હતો.

જેવો તે ઘોડા ઉપર સવાર થવા ગયો, તેવો જ એક સાધુ આળસ ખાતો બેઠો થયો. " ક્યોં પંડિતજી! જાતે હો? " એણે આંખો ચોળતા ચોળતા પાસે આવી પ્રશ્ન કર્યો.

" હાં મહારાજ! નમસ્કાર. લીજીએ યહ સોનામ્હોર બાંટ લેના..." કહેતા પ્રવાસીએ ગજવામાંથી એક ત્રીજી સોનામ્હોર કાઢી નીચે ફેંકી ઘોડો શહેરમાં મારી મૂક્યો.

*　　　*　　　*　　　*

લગભગ સવારના સાત વાગ્યા હશે. રાજકન્યા કલ્પનાને હમેશ સવારમાં વ્હેલાં ઉઠી સ્નાન-કાર્યથી પરવારી દેવીપૂજન કરવાની પ્રતિજ્ઞા હતી, એટલે પરિચારિકાઓ એને સુગંધિત જળે સ્નાન કરાવી રહી હતી. ત્યાં પ્રતિહાર રમણીએ આવી મસ્તક ઝૂકાવ્યું.

" બ્હેન...આજ્ઞા..."

" શું છે? "

" બ્હાર કોઈ પ્રતિભાશાળી યુવાન ઘોડેશ્વાર આવેલા છે. તેઓ પોતાને કાશીના રાજપંડિત અને સમર્થ જ્યોતિષ શાસ્ત્રી તરીકે ઓળખાવી આપને મળવા માગે છે. "

" ભલે જા, એને આપણા વિનોદભુવનમાં લઈ જઈ સન્માન સાથે બેસાડ. હું હમણા આવું છું. "

દાસી ગઇ, એટલે રાજકન્યાએ જલ્દી સ્નાન-કાર્ય આટોપી લઇ કેશ સમારી વસ્ત્ર પરિધાન કરી પોતાની બે વિશ્વાસુ દાસીઓ સાથે વિનોદભુવન તરફ જવા માંડયું. એક દાસીએ બારીક વસ્ત્રનો આડો અંતરપટ નાખી દીધો. પછી પેલા યુવાન જ્યોતિષીને ત્યાં બોલાવવામાં આવ્યો.

જ્યોતિષીએ પોતાનું આસન લીધું, એટલે અંદરના ભાગમાંથી એક કર્ણપ્રિય મધુર અવાજ આવ્યો: "આપ ક્યાંથી આવો છો ?"

"કાશીથી."

"આપનું નામ ?"

"પંડિત જગન્નાથ જ્યોતિષ પ્રવીણ..."

"આપ મ્હારા સ્વપ્ન–પ્રેમીને શોધી આપશો ?"

"રાજકુમારી ! જો આપ મ્હને આપના ભેદી જીવન–ઇતિહાસથી વિશ્વાસ રાખી પૂરેપૂરો વાકેફગાર કરશો, તો હું આપના એ સ્વપ્ન–પ્રેમીના નામ ઠામ તો શું બલ્કે કહેશો તો એને ખૂદ આપની સમક્ષ હાજર કરીશ."

"અને તેમ ન બને તો ?"

"તો જગન્નાથ પોતાની વિદ્યા ઉપર આજથી પાણી મૂકશે, એટલું જ નહિ, પણ કહેશો તો પોતાનું માથું ધરી દેશે."

"ભલે તો હું મ્હારા છ અવતારની વાત કહું છું, સાતમા અવતારની વાત તમારે કહેવી પડશે."

"જરૂર."

તમામ દાસીઓને ત્યાંથી રજા આપવામાં આવી. કેવળ બે બ્હેરી પહેરેગીર રમણીઓ જ ત્યાં પંખો નાખતી ઉભી રહી. તે પછી રાજકન્યાએ પોતાનો પૂર્વ વૃત્તાન્ત કહેવો શરૂ કર્યો. જ્યોતિષી જગન્નાથ એ મુખચંદ્રમાંથી ટપકતા અમૃત સરસા શબ્દોનું એકે ચિત્તે પાન કરવા લગ્યો.

એ જગન્નાથ જ્યોતિષી તેજ જયપુરનો યુવરાજ જયન્ત.



## પુષ્પ: ૧૦

## "સાત અવતાર"



હું ઇંદ્રિલોકના ગાંધર્વરાજ કાન્તિવસુની પુત્રી છું. મ્હારૂં નામ કલ્પના. મ્હારી સખીઓ મ્હને કલિકાને લાડીલે નામે બોલાવતી. પિતાની રજા લઇ અમે અત્રે એક વખત સૃષ્ટિવિહાર કરવા સ્વર્ગનાં નંદન-વનો છોડી આ રળિયામણા અને કીર્તિવન્તા કાશ્મીર પ્રદેશની શોભા જોવા નીકળી પડયાં. પાછા ફરતા શ્રમિત થયા હોવાથી શહેર બ્હાર આવેલા એ રસ–સરોવરનાં સ્વચ્છ જળમાં સ્નાન કરવા ઉતર્યા હું સખીઓ સાથે મસ્તી–તોફાન કરતી સ્નાન કરી રહી હતી, ત્યાં એક મહાપુરૂષ પગ પખાળવા આવ્યા. અમને નગ્ન સ્ત્રીઓને દેખતાં એ શરમાઇને પાછા ફરતા હતા, ત્યાં મ્હેં નાદાને એની મશ્કરી કરવા હસતા હસતા કહ્યું: "લ્યો...લ્યો...સાધુરાજ! પાછા શા માટે જાવ છો? હું પાણી આપું." દેવતાઇ સત્તાના મદમાં ભાન ભૂલી મ્હેં એમની ઉપર ખડખડાટ હસતે મોઢે પાણીની અંજલિ ભરી ઉડાડી. પરંતુ હસવામાંથી હાણ થઇ ગઈ. ક્રોધથી લાલચોળ બનેલી આંખો-વાળા એ યોગી પુરૂષ મ્હારી તરફ ફરીને બોલ્યા: "શું તમે દેવભૂમિ-નિવાસીઓ સૃષ્ટિના માનવોને ક્ષુલ્લક ગણી તેમની મશ્કરી કરો છો? જા...હું ત્હને શ્રાપ આપું છું, કે જે મનુષ્યજાતિની ત્હેં આજ મશ્કરી કરી છે, તેજ ભૂમિમાં અને તેજ જાતીમાં તું સાત વાર અવતાર ધારણ કર." મહાપુરૂષના શ્રાપની બ્હીકે મ્હારી સખીઓ મ્હને ત્યાં એકલી મૂકી સ્વર્ગમાં ચાલી ગઇ, જ્યારે શ્રાપિત એવી હું અશ્રુભરી આંખે બે હાથ જોડી એ સાધુપુરૂષના પગમાં પડી. બહુ બહુ કરૂણા-

ભર્યા કાલાવાલા કર્યા પછી યોગીનું હૃદય પીગળ્યું. એમણે અનુગ્રહ કીધોઃ 'જા, સાતમે જન્મે ત્હને સ્વપ્નામાં પરણી જનાર પતિ સાથે લગ્નગ્રંથીથી જોડાઈ જે વખતે તું ક્રીડા કરવા આ સરોવરમાં પગ ફરી ત્હારા મૂકશે, ત્યારે તું ત્હારા મૂળ સ્વરૂપને પામશે. મ્હારા આશિર્વાદથી ત્હને સાતે જન્મની કથાની સ્મૃતિ રહેશે.' એટલું કહી એ મહાપુરૂષ ત્યાંથી ચાલ્યા ગયા, અને હું સ્વર્ગસદન જવાની મ્હારી શક્તિ અલોપ થતા એ ભયંકર વનમાં આમ તેમ રખડવા લાગી.

ત્યાં એક નિશાચરની નજર મ્હારી ઉપર પડી. દિવસે અરણ્યમાં ન્હાસતા ફરતા અને રાત્રે શહેરમાં જઈ ચોરી કરતા એ બદમાશ ડાકૂના પંજામાં હું ફસાઇ ગઈ. એ મ્હને ઉપાડી પોતાના ચોર-મંડળમાં લઇ ગયો. મ્હારા સૌન્દર્ય-ખજાનાના ચળકાટથી મંડળના સર્વ કોઇ આબરૂદાર સભ્યો અંજાયા. મ્હને પોતાની કરવા માંહોમાંહે એ સઘળા એકએકનાં ગળા રેંસવા તૈયાર થઈ ગયા. ત્યાં મંડળના એક વૃદ્ધ માણસે એ તકરારનો નિવેડો લાવવા મ્હને દુર્ગાદેવીનો ભોગ આપવાનો નિર્ણય જાહેર કર્યો. મ્હારા હાથ પગ બાંધી મ્હને એક થાંભલા સાથે સજ્જડ બાંધી દેવામાં આવી. મ્હારા ગળામાં રાતા ફૂલોનો હાર પહેરાવવામાં આવ્યો. તે પછી કોઇ ભૂદેવ ઘ્હાડી સૂરે કંઇક બબડયો. મ્હારી ચોતરફ કુંડના આકારમાં લાકડા ખડકી મ્હને જીવતી સળગાવી દેવામાં આવી. દેવીને નામે એ નરરાક્ષસોએ મ્હારો નિર્દોષનો આમ ભોગ લઇ મ્હને એ જન્મમાંથી છૂટી કરી.

ત્યાર બાદ મ્હારો બીજો જન્મ એક વેશ્યાને ત્યાં થયો. હું ન્હાનપણના સંસ્કારને લઇ ગાતી-બજાવતી અને નાચતી. મ્હારા સૌન્દર્ય અને શિયળના વેચાણુ કરી મ્હેં લાખ્ખોની મિલ્કત એકઠી

કરી. કંઈક આબરૂદાર અને શ્રીમાન માબાપના હૈયાફૂટાં યુવાનોને મ્હેં મુફલીસ અને કંગાલ બનાવી દીધા. અને એમાંના એકે એક રાત્રે દારૂના પૂર નશામાં દિવાના બની મ્હારા અપમાનની આગથી જલતા જીગરે મ્હારા પાપી જીગરમાં કાતીલ કટારી ઘોંચી દીધી.

મ્હારો ત્રીજો અવતાર એક વણિક ગૃહસ્થનાં ઘરમાં થયો. વખત વીતતાં હિન્દુ–સમાજમાં અને હિન્દુ–સંસારમાં મ્હને સાસુજી થવાની માનવંતી તક મળી. આજકાલની નિર્દય સાસુઓની માફક હું પણ મ્હારી ગરીબડી વહુને વારંવાર ધમકાવતી અને મ્હેણા મારી પોષ પોષ આંસુએ રડાવતી. મ્હારા ત્રાસથી અને હદ બ્હારના સાચાં–જુઠાંથી એ બાપડી અંતે હારી. માડીઘેલા પુત્રે મ્હારા ચઢાવ્યાથી એ નિર્દોષ અબળાને નિર્દયપણે ઝૂડાય એટલી ઝૂડી. અંતે એ પથારીવશ થઇ. મ્હારી તરફ દયામણી આંખોએ જોતી એ આલોક છોડી ગઇ. પરંતુ એના નિશ્વાસ, એની અંતરની ધગધગતી વરાળો ખાલી ન ગઇ. મ્હેં મ્હારા કુળવાન પુત્રના ફરીથી લગ્ન લીધાં, પરંતુ આ નવી વહુ અને તેના પીઅરીઆં બહુ આજાદ હતા. એણે તો ઘરમાં આવતાની સાથે જ મ્હારા દીકરાની ઉપર કોઇ અદ્‌ભુત કામણ કરી દીધું. આખરે મ્હારે અને પુત્રને કચવાટ થયો, એટલે વહુની શિખવણીથી દીકરાએ મ્હને ઘરની બ્હાર કાઢી મૂકી. મ્હારા પાપ કર્મનું મ્હને ફળ મળ્યું હતું. આડોશપાડોશમાં હવે હું શું મોઢું બતાવીશ ? એ સ્વમાનના ગર્વભર્યા ખ્યાલે હું કમકમી ને જીવ પર આવી. આખરે એજ રાતના આંગણાના કુવામાં પડતું મૂકી મ્હેં આત્મઘાત કર્યો.

ચોથે જન્મે હું એક શહેરના રાજાને ત્યાં યુવરાજ તરીકે જન્મી. પિતાના મૃત્યુ બાદ હું સિંહાસનારૂઢ થઈ. રાજ્યસત્તા મ્હારા

હાથમાં આવતા જ મ્હારા શિકાર, સ્હેલગાહ, સફર, નાચ–મૂજરા, અને શરાબ–બાજીના લખલૂટ ખર્ચોને પહોંચી વળવા મ્હેં રાજ્યના. ખુશામતખોર સરદારોના કહેવાથી રાંકડી રૈયત ઉપર ઘરવેરા, જમીન મહેસુલ અને આવકવેરાના લોહીચૂસ ફરમાનો કાઢ્યાં. પરિણામે રાજ્યમાં અંધાધુંધી ફેલાતા પ્રજા સત્યાગ્રહ આદરી નાફરમાન બની. સેંકડો સમજુ માણસો પ્રજાપક્ષમાં ભળ્યા. ઉશ્કેરણીઓ શરૂ થઇ. ગરીબ ગાય જેવો ખેડુત અને વેપારી પ્રજાએ વિકરાળ વાઘ થઇ હાથમાં તલવાર ઝાલી ક્રાન્તિના પડકાર કર્યા. ઠેર ઠેર બળવાની પ્રચંડ આગ ફાટી નીકળી. અને આખરે પ્રાણ બચાવવા મ્હારે રાજ્યગાદી છોડી ન્હાસી જવું પડયું. ઘણા ખટપટી અને રાજદ્વારી માણસોએ વચ્ચે પડી પાછળથી પ્રજાજનો સાથે સમજુતી કરી, અને રાજ્યકારભાર પ્રજાતંત્રના હસ્તમાં સોંપાઇ મ્હને નાલાયક ઠરાવી હંમેશને માટે હદપાર કરવામાં આવી. આ પછી પરદેશ જઇ મ્હેં એક વિધર્મી સ્ત્રી સાથે લગ્ન કર્યાં, પરંતુ એ લગ્ન પણ અંતે સુખદાયી ન નીવડયાં. ફરી રાજ્યગાદી મેળવવાની મહત્વાકાંક્ષા મ્હારા હૃદયમાં જન્મી. મ્હેં કેટલીક છૂપી ચળવળો ચલાવી સરદારોને ફોડવાની ખટપટ કરી, એમાં પકડાઇ ગઇ. મ્હને ગુન્હેગાર ઠરાવી પ્રજાએ છેવટ ફાંસીને લાકડે લટકાવી.

મ્હારી પાંચમી ઉત્પત્તિ એક સામાન્ય ખેડુતને ત્યાં થઇ. હીમ પડવાથી ખેતીનો પાક નિષ્ફળ ગયો, અને મ્હારા પિતા મહેસૂલ ન ભરી શકયા, એટલે નિષ્ઠૂર રાજાએ એમને જેલમાં પૂરી દીધા. મ્હારી વૃદ્ધ માતા આ દુઃખદ પ્રસંગ ન નિહાળી શકી. એનો પુનિત આત્મા દુભાયો. એનું કાળજું ચીરાઇ ગયું. ચાર દિવસમાં જ પથારીમાં પટકાઇ એણે મ્હને ઇશ્વરને ભરોસે છોડી દેહ છોડયો. હું નિરાધાર ચૌદ–પંદર

વર્ષની બાલિકા પાપી પેટ ભરવા જ્યાં ત્યાં ભીખ માગી ભિખારણ તરીકે રઝળવા માંડી. કંઇક શ્રીમાનોને દ્વારે એમના કર્ણકઠોર શબ્દો સાંભળવાની તથા એમના ધક્કા–તમાચા સહન કરવાની સહનશક્તિ લાચારીએ કેળવવી પડી. કંઇક વિષયાંધ નર–પશુઓના પંજામાંથી છટકવા ઇશ્વરના ગુન્હેગાર થવાય એવાં પણ અધમ કૃત્યો આદરવાં પડયાં. છેવટે હિન્દુ સમાજના અસ્પૃશ્યાસ્પૃશ્યના ભેદથી તથા આવાં નિંદય વર્તનથી મ્હારૂં મગજ ફરી ગયું. હું પાપને પંથે ચઢી. એક મવાલીની મીઠી મીઠી વાતોમાં ભોળવાઇ હું એક વેશ્યાને ત્યાં વેચાઇ. વેશ્યાએ મ્હને મ્હારૂં અપમાન કરનાર, મ્હારી સ્હામે પણ ન જોનાર, મ્હને ગાળ દેનાર, શ્રીમાનોને એજ પગની મોજડી ચૂમાવવાની કળા–કુંચી બતાવી. વૈરમાં અંધ બનેલી હું સારાસારનો વિચાર કર્યા વિના મ્હારી કેટલીય કમનસીબ ભિખારણ બ્હેનોની માફક એ અનીતિના બજારમાં મ્હારૂં શરીર લીલામમાં–હરાજીમાં મૂકવા તૈયાર થઇ. પછી તો મ્હારા માન વધ્યાં. જે ખાનદાન શ્રીમાન ને ધીમાનના ફરજંદો ભિખારણ અવસ્થામાં મ્હારી મશ્કરી કરતા હતા, મ્હને ઠોકરે મારતા હતા, તે આજ મ્હારા ચરણ ચૂમવા, મ્હને સલામો ભરવા, મ્હારા મુખ બ્હાર પડતા બોલને ઉઠાવવા ગુલામની માફક મ્હારી તહેનાતમાં હાજર થવા લાગ્યા. રોશનીની પાછળ પરવાના ઘેલાં બને એમ એ મૂર્ખાઓ મ્હારા યૌવનની પરાગ ઉપર મકરંદની માફક આંધળા બની ફીદા થઈ જતા હતા–આફ્રીન પોકારતા હતા.

આમ સમાજની ભ્રષ્ટતામાં વધુ સડો પેંસાડનાર આ પાપી દેહ દેવી તરીકે પૂજાવા લાગ્યો. મોટા મોટા રાજામહારાજાઓ અને શ્રીમંત શાહુકારો તો શું પરન્તુ ખુદ દેવ–દેવીના મંદિરોમાં પણ મ્હારા નાચ–મુજરા થવા લાગ્યા. ભિખારણના અસ્પૃશ્ય ઓળે અભ-

ડાઇ જતા સનાતનીઓના પવિત્ર ધર્મમંદિરોના દેવ–દેવીઓ અને લગ્ન–મંડપો હવે મ્હારી છાયાથી ન્હોતા અભડાતા. શી સમાજની ધર્મ–ઘેલછા ! શા સમાજના દંભ !

એક વખત હું સરિતાએ સ્નાન કરવા ગઇ, ત્યાં એક મહાપુરૂષ એક ઘાયલ સિંહના બચ્ચાનો પગ ધોઈ પાટો બાંધતા હતા. મ્હેં હસતા હસતા એમને કહ્યું: “ મહાત્મા તમે મૂર્ખ છો. શું તમે એટલું ય સમજી શકતા નથી, કે આ સિંહનો બાળક સારો થયા બાદ પોતાના જીવનદાતાને ઓળખવા રહેવાનો નથી ?” મ્હારા આ શબ્દો સાંભળી એ મહાપુરૂષ સહેજ હસીને બોલ્યાઃ “ બ્હેન ! ત્હારી વાત સત્ય છે. પરંતુ ત્હને એમ નથી લાગતું, કે એ સિંહબાળ કરતાં યે ત્હારૂં યૌવન વધુ વિકાળ અને વિનાશક છે ? આ સિંહબાળ જીવશે, તો મ્હારો એકનો અગર તો એનાં આખા જીવનમાં પાંચ–પચાસ પ્રાણોનો ભોગ લેશે, કિન્તુ ત્હારૂં જીવન તો સવાર પડે ને સેંકડો માનવોનાં સુખી જીવનને સળગાવી મૂકે છે. એનું શું ? સમાજ ત્હારા જેવી વિઘાતક અને અધમ વેશ્યાને પોષે છે, તો પછી હું એક સંન્યાસી ! મ્હારો ધર્મ પરોપકાર બજાવું, અને આવા એક હિંસક પશુને જીવતદાન દઉં એમાં ત્હને એટલું બધું આશ્ચર્ય શા માટે થાય છે ?”

એ મહાપુરૂષનાં અગાધ જ્ઞાને મ્હને મ્હાત કરી. મ્હને મ્હારા પાપી–જીવન ઉપર તિરસ્કાર આવતાં મ્હેં એમનાં ચરણમાં મસ્તક નમાવ્યું. એઓ મ્હને આશ્રમમાં લઈ ગયા, અને ત્યાં રહી ધર્મજ્ઞાન મેળવવામાં જ મ્હેં મ્હારૂં અવશેષ આયુષ્ય પૂરૂં કર્યું.

મ્હારો છઠ્ઠો જન્મ હિન્દુઓમાં અભણ કારીગર અને ધર્મઘેલી એવી કણબી કોમમાં થયો. “ બારે બરસે કુળદેવી એકવાર

બોલે એટલે આખી ન્યાતના ન્હાના–મ્હોટા ઢીંગલા–ઢીંગલીઓ પરણી જાય " એવી વાહિયાત અને વિચિત્ર પ્રથા અમારી ન્યાતમાં વર્ષોથી ચાલી આવતી હતી. તે મુજબ બે વરસની બાલ્યવયમાં મ્હારી માએ મ્હને વહુરાણી બનાવી પીઠી ચોળી, કેડમાં ઉચકીને લગ્નનો લ્હાવો લેવડાવ્યો. જ્યારે હું દશ-બાર વરસની અને સ્હેજસ્હાજ સમજણી થઈ, ત્યારે સસરાને આંગણે સારૂં સારૂં પ્હેરીઓઢી જવા લાગી. તેરમે વરસે મ્હારા ચૌદ વરસના પતિદેવ શાળાને નવગજના નમસ્કાર કરી એમના માબાપના કહેવાથી ઘર–સંસાર ચલાવવા મયદાને પડયા. કવિઓ કહે છે, એમ અમારા મને મન તો એક બાજુ રહ્યાં પણ આંખે આંખ પણ કોઈ દિવસ એક થયેલાં નહિ. અમે બંને અણસમજુ એકાન્ત ઓરડામાં પૂરાઇને મૂંઝાતા ને ગભરાતા. હું તો છોકરી રહી, એટલે સ્વાભાવિક જ શરમાળ હોઇ, એક ખુણામાં મુંગી મુંગી પડી રહેતી, પણ મ્હારા નિર્દોષ નાવલીઆ તો કેટલીએ વાર ગોદડાં તળાઇનો વીંટો બગલમાં મારી મોડી રાત્રે બ્હીક લાગતા એની માની સોડમાં જઇ સૂઇ જતા.

આમ મ્હારો સંસાર–રથ ઘસડાવો શરૂ થયો. પાંચ માસ થયા ન થયા, ત્યાં તો ગામમાં સખ્ત કોલેરા ફાટી નીકળ્યો, અને મ્હારા એ નામના પતિદેવતા એમાં ખપી ગયા. અખંડ સૌભાગ્યવતીમાંથી મ્હારામાં એકદમ ગંગાસ્વરૂપનાં પવિત્ર પરિવર્તન થઇ ગયાં. જો કે એમાંનું કશું જ ન્હોતું આખા ગામમાં ને સાસરામાં તો મ્હને પુણ્યપવિત્ર ગંગા સમી ગણવાને બદલે ધણી ખાઉ પાપીની પિશાચીની અને કુલટા માનવા લાગ્યા હતા. મ્હારા ઉપરથી સાસરીઆના સ્નેહભાવ ઉતરી સીતમના વરસાદ વરસવા શરૂ થઇ ગયા. અને આમ દુઃખે પાપે બે વર્ષ મહામુશ્કેલીએ સસરાને આંગણે કાઢી મ્હેં સોળ વર્ષની

ભરયુવાનીમાં છપ્પન વરસની ડોસી જેવા શરીરે હમેશને માટે પિયરીયું પસંદ કર્યું.

માબાપના હાથ નીચે લગભગ હું છ માસ રહી મ્હારૂં દુઃખ અને મ્હારો અંધકારમય ભૂતકાળ ભૂલી ગઇ. મ્હારૂં કરમાયલું અને ચીમળાયલું યૌવનનું નૂર પાછું ઝગઝગી આવ્યું. હવે મ્હને સંસાર, સ્ત્રી અને સ્નેહના અર્થ સમજાવા લાગ્યા. યૌવનના ઘેન અને પ્રેમની મસ્તીએ મ્હારૂં મન ઝોલે ચઢયું. પાડોશમાં રહેતા એક ફાંકડા કાયસ્થ યુવક સાથે મ્હારા મદભરી આંખોના ચમકારા આથડયાં. એણે એ ઝીલ્યાં. અરસપરસ અંતરની ઉર્મિઓ ઝીલતાં જ અમે એક બે વખત એકાન્તમાં મળ્યા, અને પાપ–પંથે લપસ્યાં. થોડો વખત પછી મ્હને માતૃત્વના ચિહ્નો દેખાવા લાગ્યાં. મ્હેં મ્હારા પ્રેમીને કાને મ્હારી એ શંકાના ભણકારા નાખ્યા, એટલે એ કમકમ્યો.

જે પ્રેમને પાપની દીવાલ આડી ન્હોતી નડી, તેને આબરૂની ઈંટ હવે વચ્ચે નડી. એણે હવે પછી મ્હને એકાન્તમાં કે જાહેરમાં મળવાની ચોકખી ના પાડી. હું લાચાર શું કરૂં? એનું કોઇ નામ દઇ શકે એમ ન્હોતું જ્યારે નિષ્ઠુર અને પક્ષપાતી કુદરતે મ્હને પાપિષ્ટા પૂરવાર કરવા પેટમાં એ ભયંકર પૂરાવો આપ્યો હતો. જ્યારે મ્હેં એને અત્યંત કાલાવાલા કર્યા, ત્યારે એણે મ્હને ગર્ભપાત કરવાની નિર્દય સલાહ આપી. આખરે હું પરવશ એવી એને તાબે થઇ. ઔષધના સેવનથી મ્હારૂં પ્રકટ થતું પાપ ભૂંસાઇ તો ગયું, પરંતુ એનો ડાઘ મ્હારા માબાપની આંખે દેખાયા વિના કેમ રહે? મ્હારી માંદગીમાં એ બેઆબરૂ થયેલ માબાપે એક રાત્રે મ્હને ગ્યાલતેલ છાંટી જીવતી સળગાવી મૂકીને અકસ્માતથી મૃત્યુ પામેલી જાહેર કરવા મ્હારા સગ્ગા ભાઇને વાત કરી. હું એ વિચાર આવતાં જ કમકમી ઉઠી.

કોઈ ન જાણે એમ એજ રાતના હું લથડતે પગે પિતાનું આંગણું છોડી ગઈ. એક પીરની દરગાહના ચોતરા ઉપર હું એ આખી રાત પડી રહી. બીજે દીવસે ત્યાં રહેતા એક સાંઇ જેવા મુસલમાને મ્હારી આંખમાં આંસુ જોઇ મ્હારા નામ–ઠામ પૂછયાં. મ્હેં જવાબમાં એને એક અનાથ અને અભાગીની હિન્દુ–સ્ત્રી છું, એમ જણાવ્યું. એણે મ્હને પોતાના મજહબમાં વટલી જઈ સુખી થવા સમજાવી, પણ મ્હેં સાફ ના પાડી, કારણ કે પાપને પંથે પગલું ભરી હું એકવાર પરિણામ અનુભવી ચૂકી હતી, પૂરેપૂરી પસ્તાઇ ચૂકી હતી.

એ પછી હું હિન્દુ–સમાજ પાસે જાહેર પત્રોમાં સેવા–રીપોર્ટોનાં બગણાં ફુંકી ફંડને માટે આગ્રહ કરતા કેટલાંય આશ્રમોને ઉમરે આશ્રય માટે ચઢી ચૂકી, પણ મ્હને કોઇએ ન સંઘરી. કોઇએ વળી સંઘરી તો હું પોતે જ ત્યાં ન સમાઈ. કારણ કે એ કહેવાતા આશ્રમો આશ્રમો નહિ પરંતુ પૂણ્યના નામ હેઠળ પાપાચાર અને ભ્રષ્ટાચારના કેવળ અખાડાઓ જ હતા.

ભિખારણ દશામાં એ પછી મ્હેં માગી–ભીખીને મ્હારા દિવસો પસાર કરવા માંડયા. ત્યાં એક દિવસ મુક્તિફોજના માણસો સાથે મ્હને ભેટો થયો. એમના સૌજન્ય અને સહૃદયતાએ મ્હારા હૃદયમાં સ્નેહ અને ભક્તિભાવ સ્ફૂર્યાં. હું એમની સાથે એમને આશ્રમે ગઇ. અને ત્યાં મ્હેં એ નવો ધર્મ સ્વિકાર્યો. તે પછી મૃત્યુ–પર્યંત મ્હેં દુઃખ અને શોક શી વસ્તુ છે ? એ કલ્પના સરખીય નથી કીધી.

મ્હારો સાતમો જન્મ અહીંની રાજકન્યા તરીકે થયો. મ્હને મ્હારો ભૂતકાળ સાંભરતો હોવાથી અને મ્હારા બાપના અનુગ્રહનો આ સાતમો અને છેલ્લો અવતાર હોવાથી મ્હેં મ્હારૂં નામ કલ્પના કાયમ રાખ્યું છે. એક દિવસ સખીઓ સાથે શિકાર ખેલતી

ખેલતી હું મ્હારા ભૂતકાળના શ્રાપિત એવા એ રમણીય સરોવર પાસે જઇ ચઢી. ત્યાંથી સ્નાન કરી હું પાછી ફરતી હતી એવામાં દૂરથી મ્હેં કોઇ રાક્ષસની ભયંકર ગર્જના સાંભળી. મ્હારી સખીઓ અને સેવકો ડરના માર્યા મ્હને ત્યાં એકલી છોડી ન્હાસી ગયા, અને હું હિંમતથી એક વૃક્ષને ઓથે લપાઈ ગઈ.

થોડી વારે એક કદાવર રાક્ષસ એક યુવાન રાજકન્યાને ઉપાડી એ સરોવર પાસે આવ્યો. આમ તેમ જોઇ તેણે એ સરોવરમાં પડતું મૂકયું. હું એને અંદર અદ્રશ્ય થતો જોઇ જ રહી. થોડી વારે વળી પાછો એ સરોવરની બ્હાર નીકળી ભયંકર ચીસો નાખતો ચાલતો થઇ ગયો. એના ગયા પછી હું મ્હારી જિજ્ઞાસા ન રોકી શકવાથી પાણીમાં રહેલું એ છૂપું દ્વાર શોધવા અંદર કૂદી પડી. બહુ શોધ કર્યા પછી મ્હને ઉંડાણમાં એક રસ્તો માલમ પડયો. મ્હેં હિંમતપૂર્વક એમાં પ્રવેશ કર્યો. થોડું આગળ વધ્યા પછી હું એક ભવ્ય મકાનમાં આવી ઉભી રહી. એમાં એક પત્થરના ચબૂતરા પાસે મહામાયાની પ્રચંડ મૂર્તિ હતી. એની સ્હામે એક થાંભલા સાથે પેલી બાળાને અર્ધ મૂર્છિત અવસ્થામાં સાંકળ વડે મજબૂત બાંધવામાં આવી હતી. મ્હેં સપાટાબંધ એને મુકત કરી જાગૃતિમાં આણી. ભાનમાં આવતાં જ એણે પોતાને કાશીનરેશની એકની એક પુત્રી જયા તરીકે ઓળખાવી, રાક્ષસ પોતાને બગીચાગાં ફૂલ વીણતા બળાત્કારે ઉપાડી લાવ્યો હતો, એ વાત જણાવી. મ્હેં એને દિલાસો આપતા છૂટકારો કરવાનું વચન આપી મ્હારી ઓળખાણ આપી, અને શું કરવું? તે સમજાવી દીધું. ત્યાર બાદ હું એને ફરી બંદીવાન બનાવી સંતાઈ ગઈ. થોડી વાર પછી પેલો ભયંકર રાક્ષસ ત્યાં પાછો ફર્યો. એ પોતાની સાથે સુંદર વસ્રાલંકારોથી ભરેલી એક લાકડાની પેટી લાવ્યો હતો. જયાને બંધનમૂક્ત

ફરી એણે એ વસ્ત્રો પહેરી એને પોતાની સાથે પરણવા તૈયાર થવા કહ્યું. અને ના પાડશે તો દેવી મહામાયાને બલિદાન આપવાની બ્હીક પણ બતાવી. મ્હેં આંખનો ઈશારો કર્યો, એટલે જયાએ રાજીખુશીથી એ સર્વ વસ્ત્રાભૂષણો પોતાને શરીરે ધારણ કરી લીધાં. બાદ એ કામાંધ નરરાક્ષસ દારૂમાં બેભાન બની પોતાની પાપી ઈચ્છા પૂરવા એની પાસે આવ્યો, ત્યારે મ્હારી શીખવણી મુજબ જયાએ એને બનાવટી હાવભાવમાં આંજી "વ્હાલા! કદાચ તમે કોઇના હાથમાં સપડાઈને માર્યા જાવ, તો પછી મ્હારૂં અહીંઆ શું થાય?" એવો પ્રશ્ન પૂછી લીધો. પ્રેમઘેલા પિશાચે હસતા હસતા જવાબ આપ્યો: "વ્હાલી! તું મ્હારા મ્હોતની ફિકર ન કર, કારણ કે જ્યાં સુધી આ મહામાયાની મૂર્તિ ખંડિત થાય નહિ, ત્યાં સુધી મ્હને આંચ પણ આવે એમ નથી." એને મોઢેથી એના મૃત્યુનો આ ઉપાય સાંભળતાં જ મ્હેં પાસે પડેલી એક ગદા ઉઠાવી મૂર્તિ ઉપર છૂટી ફેંકી. એકાએક મૂર્તિ ખંડિત થતાં જ એ રાક્ષસ એક ચીચીઆરી પાડી જમીન ઉપર પડયો, અને બળીને ભસ્મ થઈ ગયો. તે પછી હું જયાને લઇને સરોવરની બ્હાર નીકળી.

મ્હારી સખીઓ અને સેવકો એટલામાં જ મ્હારી શોધખોળ કરતા ફરતા હતા, તેમાંના બેને મ્હેં જયાને સહીસલામત કાશી પહોંચતી કરવા મોકલી આપ્યા. મ્હારાથી છૂટી પડતી વખતે એણે યાદગીરીમાં એની આંગળીએથી આ વીંટી કાઢી મ્હને આપી હતી. આ વાત મ્હેં કોઇને કરી નહિ. કેવળ હું અને જયા અમે બંને જ આ વાત જાણીએ છીએ આ બનાવ બન્યાને આજ લગભગ છ માસ થઇ ગયા છે. આ પછી હું દર પૂર્ણિમાએ એ સરોવરમાં સ્નાન કરવાને બ્હાને જાઉં છું, અને એ જાદુઇ મકાનની અંદર હરી-ફરી

આનંદ કરૂં છું. તે દિવસથી આ નગરના શહેરીઓ મ્હને **જળકુમારી** કિંવા **હુરે કાશ્મીર**ના નામથી ઓળખે છે. દિવસ ઉગે ને હું મ્હારા આપના અનુગ્રહ માટે રાહ જોતી મ્હારા થનાર પ્રિયતમના દર્શનમાં ઝૂરી રહી છું. પેલા મહાપુરુષનું ધ્યાન ધરતાં ધરતાં હું એક વખત નિદ્રાધીન થઇ ગઇ હતી, ત્યાં સ્વપ્નમાં મ્હેં એ વીર કુમારને જોયો હતો. તે દિવસથી હું મ્હારી સાથે લગ્નની માગણી કરનાર હરેક કુમારોને મ્હારા એ સ્વપ્નની વાતનો ભેદ પૂછું છું, પરંતુ કોઈ પણ હજુ મ્હને એનો જવાબ આપી શકયો નથી. જો આપ એનાં નામ ઠામ અને એ ઇતિહાસ જાણતા હો, તો બતાવો."

રાજકુમારી કલ્પના આટલું કહી થોભી, એટલે જગન્નાથે અધુરી વાત ઉંચકી લીધી. "રાજકુમારી! આપનો એ સ્વપ્નનો ઇતિહાસ, હું આપને કહું છું, સાંભળો. જયપુરના યુવરાજ નામે જયન્તને એક દિવસ રાત્રે સ્વપ્નું આપ્યું. સ્વપ્નામાં એ જાણે પોતાના સાથીઓ સાથે શિકાર કરવા ગયો. શિકાર કરતાં કરતાં પોતાના સાથીઓથી છૂટો પડી જઈ એ રમ્ય પ્રદેશ કાશ્મીરના એ સુશોભિત સરોવર પાસે આવી પહોંચ્યો. ત્યાં આવતાં જ એણે એક વૃક્ષ ઉપરથી એક નિર્દોષ મેનાને ઉડતી જોઇ ગમ્મતને ખાતર એક તીર માર્યું. ઘા વાગતા જ એ મેના જમીન ઉપર તૂટી પડી, અને જ્યાં એ કુમાર પોતાના એ શિકારને ઉંચકવા નીચો વળે, ત્યાં એક રાજકન્યાએ આવી એને ઉપાડી લીધી. તે પછી પેલી રાજકન્યાએ ક્ષત્રિયોના આ હિંસક શિકારના શોખ માટે તિરસ્કાર બતાવી કુમારને મધુરો ઠપકો આપ્યો. કુમારનું દીલ ચોરાયું, અને એણે એ રાજકન્યા સમક્ષ શિકાર ન કરવાની પ્રતિજ્ઞા મૂકી. તે પછી કુમારે પોતાની એ

સ્નેહ–સહચરીને નામ-ઠામ પૂછ્યું. એટલામાં એની સખીઓને દૂરથી દોડી આવતી એણે જોઇ. એ પાસેના સરોવરના જળમાં કૂદી પડી, હસતી હસતી બોલીઃ "મ્હારૂં નામ જળકુમારી...હું કાશ્મીરની રાજકન્યા..." અને તરત જ એ અદ્રશ્ય થઇ ગઇ. કુમારની આંખો પણ ઉઘડી ગઈ, અને આમ એ મધુરૂં સ્વપ્નું અધુરૂં રહી ગયું."

"કહો, કહો, પછી એ કુમારનું શું થયું ?"

"પ્રેમઘેલો કુમાર વેશ પલ્ટી કાશ્મીર આવવા નીકળ્યો..."

"અને પછી ?"

"રાજકન્યાને મળ્યો..."

"ક્યારે ? કયે વેશે ?"

"અત્યારે...આ વેશે ...સ્વપ્નસુંદરી ! આ જગન્નાથ જ્યોતિષી તેજ એ પ્રેમઘેલો યુવરાજ જયન્તકુમાર..."

બંને વિયોગી હ્રદય એકેકને હર્ષાશ્રુભરી આંખે ભેટી પડયાં. કાશ્મીર–નરેશને આ વધામણીની ખબર મળતાં જ એણે લગ્નનું મુહૂર્ત જોવડાવી બંનેને ધામધૂમથી પરણાવ્યાં. સારો દિવસ જોઇ જયન્ત જળકુમારીને લઇ કાશ્મીર જવા તૈયાર થયો. જતાં 'હેલાં કલ્પનાએ એ સરોવરમાં સ્નાન કરી ઋષિના શાપની પૂર્ણાહુતિ કરવાની પોતાની ઇચ્છા પ્રગટ કરી. કૌતૂહલ જોવાને ખાતર પ્રેમઘેલા કુમારે પણ હા પાડી. પણ શાપનો અનુગ્રહ થતાં જ કલ્પના–ગાંધર્વકન્યા આકાશગમન કરી જશે, એ ખ્યાલ એ પાગલ પ્રેમીને ન રહ્યો.

પછી એ વર–વહુનું જોડું જળ–ક્રીડા કરવા સરોવર પાસે ગયું.

# પુષ્પ: ૧૧

## "તકદીરના તમાસા"


યોગીની શોધમાં જંગલે જંગલ અને શહેરે શહેર રખડતાં યોગીનીદેવી હતાશ હૈયે કાશ્મીરના એ રમ્ય અને દૈવી સરોવર પાસે આવી ઉભા. હાથ પગ ધોઇ, પાણી પી પરિશ્રમ ઉતારવા એ સ્હામેના એક પ્રચંડ વૃક્ષની શીળી છાયા નીચે જઇ બેઠા. ત્યાં પત્નીને લઇ જયપુર પાછો ફરતો રાજકુમાર જયંત જળક્રીડા કરવાને આવી પહોંચ્યો. ઉભય વસ્ત્ર ઉતારી વૃક્ષ નીચે મૂકવા આવ્યા, ત્યાં એમની નજર યોગીની દેવી ઉપર પડી. બંનેએ એમને વંદન કર્યું, એટલે યોગીનીએ આશીર્વાદ આપતા એમને ઓળખાણ પૂછી.

" તમે કોણ છો, અને ક્યાં રહો છો વારૂ ?"

" હું જયપુરનો યુવરાજ જયન્તકુમાર છું. આ કાશ્મીરની રાજકન્યા અને મ્હારી પત્ની જળકુમારી છે. "

" મ્હારે તમને એક વાત પૂછવાની છે. "

" ખુશીથી પૂછજો, પરંતુ અમે સ્હામેના સરોવરમાં સ્નાન કરી આવીએ, એટલો વખત અહીં થોભી જાવ. જરા આમારા આ વસ્ત્રો જોજો. અમે હમણા આવ્યા..."

પાગલ પ્રેમીઓ યોગીનીને ઓળખવાની અગર તો એની વાત સાંભળવાની લેશ પણ જિજ્ઞાસા બતાવ્યા વિના એકદમ હસતા હસતા સરોવરમાં જઇ કૂદી પડયા. જો જયન્તે યોગીનીને મોઢે બુદ્ધિસાગર અને સરિતાના એકાએક વિચિત્ર રીતે ગૂમ થયાના સમાચાર સાંભળ્યા હોત, તો એ અવશ્ય પોતાના મિત્ર અને મિત્ર–પત્નીની શોધ-

ખોળ કર્યા વિના ન ચૂકત, પરંતુ તકદીર બે ડગલાં આગળનું આગળ હોવાથી પરિણામ ધાર્યા કરતાં સર્વથા ઉલ્ટું જ આવ્યું.

જ્યારે આ બાજુ કલ્પના અને જયન્ત સરોવરના જળમાં પડી એકેકને સ્નેહભરી છોળો ઉડાડી ન્હવરાવવામાં એવા તો મશગૂલ થઇ ગયા, કે બેમાંથી કોઇને પણ પેલા મહાપુરૂષે કૈંક વર્ષ પર દીધેલા શાપ અને પાછળથી તેના કીધેલા અનુગ્રહની સ્મૃતિ ન રહી. ક્રીડાની મસ્તીએ ચઢેલા જયન્તને કલ્પનાએ જરા અટકચાળું કર્યું, એટલે તોફાની જયન્તે એનો હાથ પકડી એને પોતાની તરફ ખેંચી. હૃદયે-હૃદય અને હોઠે-હોઠ દબાયાં, અને તુર્ત જ મહાપુરૂષનો શાપ ફળ્યો. એકાએક કલ્પનાના રૂપ અને પોશાકમાં પરિવર્તન થઇ ગયાં. રાજ-કન્યામાંથી ગાંધર્વકન્યા બનેલી કલ્પનાને પોતાના પૂર્વ-જન્મના ઇતિહાસની હવે સ્મૃતિ થઈ આવી. એ બહાર નીકળી કિનારે જઈ ઉભી. પાણીમાં ઉભો ઉભો જયન્ત એને આંખો ફાડી ફાડી જોઈ રહ્યો. કલ્પના એની તરફ જોઇ હસી. બીજી જ પળે એ દિવ્યબાળા જમીનથી અદ્ધર ઉંચકાવા લાગી. જયન્ત સત્વર જળ બ્હાર નીકળ્યો. આકાશ-ગમન કરતી, ઉંચે ઉડતી એ ગાંધર્વકન્યાએ ઉપરથી આંગળીએ પેલી કાશી નરેશની કન્યા જયાની યાદગીરીમાં મળેલી મુદ્રિકા જમીન ઉપર ફેંકી. એ બોલી: " કુમાર ! મ્હારો શાપનો સમય પૂર્ણ થયો છે. હવે હું જાઉં છું. તમે આ મુદ્રિકા લઇ કાશી જજો, અને મ્હારી પ્રિય સખી જયાને એ બતાવી, મ્હારો કહેલો ઇતિહાસ કહી, મ્હારે બદલે હવે એને પરણી સુખી થજો..."

" કલ્પના...કલ્પના...કલ્પના..." કરતો એ પાગલ પ્રેમી એની પૂઠે દોડયો, પણ એ જોતજોતામાં અદ્રશ્ય થઇ ગઈ. પ્રેમમાં

અંધ બનેલા કુમારને હવે વસ્ત્રનું કે યોગીનીનું કશું ભાન ન રહ્યું. અંગ ઉપરના ભીના વસ્ત્રભેર એણે જંગલમાં આમથી તેમ "કલ્પના કલ્પના..." એમ પોકાર પાડતા દિવાનાની માફક દોડવા માંડયું. એના હાથમાં ફક્ત પેલી અંગુઠી હતી. એને એ ગાંડો વારંવાર ચુમતો અને છાતીએ લગાડતો.

× × × ×

જ્યારે બીજી બાજુ એ દંપતી યુગલના પાછા ફરવાની વાટ જોતા યોગીની દેવીની આંખો પરિશ્રમને અંગે ઘેરાવા લાગી, અને થોડી વારમાં જ મિંચાઈ ગઇ. એવામાં બન્યું એમ, કે લાંબો વખત થયા ગૂમ થયેલ રાજકુમાર જયન્તને શોધતા શોધતા જયપૂરના રાજ્યસેવકો તપાસ કરવા માટે કાશ્મીરના દરબારમાં આવી પહોંચ્યાં. ત્યાં તેમને કાશ્મીર-નરેશ તરફથી લગનની અને જયપૂર પાછા ફરવાની મંગળ વધામણી મળી. 'કદાચ કુમાર અને કુમારી હજુ સરોવર પાસે જ હશે.' એ આશાએ કાશ્મીર નરેશ એ સરદારોને લઇ સત્વર સરોવર પાસે આવી પહોંચ્યો. પરંતુ ત્યાં કોઈ માલૂમ પડયું નહિ. જયપૂર જવાને માટે બંને નીકળી ચૂકયા હશે, એમ ધારી કાશ્મીર નરેશ જયપૂરના સરદારોને ક્ષેમકુશળ પહોંચો એટલે પત્ર લખજો, એમ કહી છૂટા પડતા હતા, ત્યાં તેમની નજર સ્હામેના વૃક્ષ સાથે બાંધેલા અશ્વો તરફ ગઇ. રાજાની આજ્ઞાથી સર્વ પોતપોતાના અશ્વો ઉપરથી નીચે ઉતર્યા. વૃક્ષ પાસે જઈ તપાસ કરતા રાજકુમાર અને રાજકન્યાનાં વસ્ત્રો ત્યાં પડેલાં જોયાં. પાસે યોગીની નિદ્રા લઇ રહી હતી. એક સરદારે એને ઢંઢોળી જાગૃત કરી કુમાર તથા રાજ-કન્યાની ખબર પૂછી. આંખો ચોળતા યોગીની દેવી રાજા અને સર-દારોને જોઇ પહેલાં તો ગભરાઈ ગયાં, પરંતુ પાછળથી તેમણે સત્ય

ઇતિહાસ રજુ કરી સરોવરમાં તપાસ કરવાનું કહ્યું. રાજાના હુકમથી તમામ સરદારોએ સરોવર તેમજ આજુબાજુના આખા જંગલમાં શોધખોળ કરી, પણ બંનેમાંથી એકેનો પણ પત્તો લાગ્યો નહિ, એટલે સર્વને એની ઉપર જ વ્હેમ આવ્યો. યોગીની દેવીએ પોતે એ બાબતમાં નિર્દોષ હોઇ અન્ય કંઇ જ જાણતી નથી, એમ કહ્યા છતાં કાશ્મીરનરેશે એને કેદ કરી.

"જ્યાં સુધી તમારા યુવરાજ અને મ્હારી પુત્રીનો પત્તો નહિ મળી આવશે, ત્યાં સુધી એ મ્હારે ત્યાં બંદીવાન તરીકે રહેશે. મ્હારા માણસોને હું આજુબાજુ તપાસ કરવા મોકલું છું, તેમના પાછા ફર્યા પછી હું તમને લખી જણાવીશ. તમે હાલ જયપુર જઇ મહારાજાને ધીરજ આપો." એટલું કહી બંદીની યોગીનીને લઇ કાશ્મીર-નરેશ ચાલતા થઇ ગયા. જયપુરના રાજ્યસેવકો પણ નિરાશ વદને પાછા ફર્યા.

ધર્મ કરતા ધાડ આવે એ આનું નામ !

## પુષ્પઃ ૧૨

## "વિચિત્ર વિવાહ"



વૃક્ષ સાથે મજબૂત બાંધેલી અને ઉંધે મસ્તકે લટકતી સરિતાએ જીવનની છેલ્લી પળો પાસે આવી પહોંચેલી જોતાં જ પોતાની પલકતી પાપણો મીંચી દીધી. (પુષ્પઃ ૮ જુઓ) સ્હામે ઉભેલો નરપિશાચ લૂટારૂ મુબારક એની તરફ ફાટી આંખે તાકીને જોઇ રહ્યો હતો. પરંતુ

પૂણ્ય-પંથે પાથર્યા કંટક કદી રે'તા નથી,
ને ઝેર મીરાંને કદી પીવા પ્રભુ દેતા નથી.
પાપ તેમજ પૂણ્યનાં પૃથ્વી ઉપર પાણી વહે,
દોષિત ડૂબી જાય પણ નિર્દોષીઓ તરતા રહે.
શયતાન જે જે સજ્જનોને વિના કારણ શોષતા,
તે સર્વ નિજના નાશને ઉલ્ટાં સમજવું પોષતા.
બાકી પ્રભુ છે પૂણ્યનો એ પાપ પર ઝૂલે નહિ,
દુશ્મન ભૂલાવે લાખ પણ એ કોઇને ભૂલે નહિ.

આપણામાં કહેવત છે, કે 'કાગનું બેસવું ને તાડનું પડવું' એમ ક્વચિત્ બની જાય છે. તે પ્રમાણે માલીકની ઇચ્છા મુજબ નિર્દોષ સરિતાના સંબંધમાં પણ બનવા કાળ તે બની ગયું. લૂટારૂ મુબારકે ચરવાને માટે બેદરકારીથી છૂટો મૂકેલો અશ્વ ફરતો ફરતો એ વૃક્ષની નીચે આવી પહોંચ્યો, અને બરાબર એજ વખતે એ સળગેલી દોરડી કપાતા ઉંચે અદ્ધર લટકતી સરિતા નીચે જમીન ઉપર તૂટી પડી. પરંતુ કુદરતે એ વાચાહીન પ્રાણીને પ્રેરણા

કરતા એ એવી રીતે ખસ્યું કે ઉપરથી નીચે તૂટી પડેલી અભાગીની સરિતા એની પીઠ ઉપર જ પડી. પડતાની સાથે જ એ ચોંકી. લૂટારૂ મુબારક પોતાની બાજી ઉંધી વળેલી જોતાં જ દાંત પીસી અશ્વને પકડવા એની તરફ દોડયો. ત્યાં તો પોતાને આ પ્રાણઘાતક સંકટમાંથી ઉગારી લેનાર ઇશ્વરનો આભાર માનતી ચાલાક રાજકન્યાએ અશ્વની લગામ ખેંચી. કેળવાયલો અશ્વ પીઠ પરના સ્વારને લૂટારૂ સમજી ચારે પગે ઉછળી મુબારકની ગુફા તરફ પૂરપાટ દોડયો. મુબારક પહેલાં તો અંગારા ઝરતી આંખે પોતાના એ છટકી ગએલા શિકાર તરફ થોડીવાર જોઈ રહ્યો, પરંતુ પાછળથી કંઇક વિચાર આવતા ખડખડાટ હસી પડયો, અને બડબડયો: "જઇને કયાં જવાની છે? મ્હારો બહાદુર (ઘોડાનું નામ) એને નક્કી મ્હારી ગુફામાં જ લઇ જશે..." એ બીજી જ પળે પોતાની ગુફા તરફ સપાટાબંધ દોડવા લાગ્યો.

× × × ×

આ બાજુ મુબારકનો અશ્વ એની ગુફા પાસે આવતા એક વૃક્ષ પાસે હમેશના નિયમ મુજબ અટકી ગયો, એટલે સરિતા નીચે ઉતરી પડી. સ્હામે જ લૂટારૂની ગુફા હતી, એ એણે જોઇ લીધી. કોઇ પણ ભોગે એમાં પ્રવેશી પોતાને હરહમેશ હેરાન કરતા સ્ત્રી–વેશને બદલી પુરૂષ–વેશ પહેરવા એણે નિશ્ચય કર્યો. પાછલે રસ્તેથી મંદમંદ પગલાં ભરતી એ આગળ વધી.

મુબારકના તમામ સાગ્રીતો શહેરમાં લૂટફાટ કરવાને માટે ચાલ્યા ગયા હતા. ફક્ત એક કદાવર પહેરેગીર ગુફાના દ્વાર પાસે બેસી ઝોકાં ખાતો ખાતો પહેરો ભરી રહ્યો હતો. આજુબાજુ બીજું કોઇ નથી એમ ખાત્રી કરી સરિતાએ ધીરે રહીને એની બંદુક

ઉપાડી લીધી. એજ બંદુક એની સ્હામે ધરી હવે એણે એને લાત મારી જાગૃત કર્યો. પોતાની સ્હામે એક ખૂબસૂરત સ્ત્રીને પોતાની જ બંદુક તાકી ઉભેલી જોતાં એ પહેરેગીર અજાયબ થઇ ગયો. સરિતા એને આગળ ચલાવતી ચલાવતી પેલા અશ્વ પાસે લઇ ગઈ. પહેરેગીર ત્યાં પહોંચતાં જ એના બીજા હુકમને માન આપી વસ્ત્રો ઉતારી આપી ઉઘાડે શરીરે એ અશ્વ ઉપર બેઠો, ત્યાં જ સરિતાએ બંદુકનો ખાલી બાર કર્યો. અશ્વ ભડકયો, અને પોતાની પીઠ ઉપર બેઠેલા એ સ્વારને લઇ જંગલમાં અદ્રશ્ય થઇ ગયો.

તે પછી એણે ઝપાટાબંધ શરીરે પુરૂષ-વેશ શોભાવી દીધો, અને લૂટારૂ મુબારક ગુફાના પ્રવેશ-દ્વાર પાસે આવી ઉભો રહે, તે પહેલા તો સરિતા એના પહેરેગીરની જગ્યાએ બંદુક લઈ ગોઠવાઈ ગઇ. સરિતા અને અશ્વની શોધમાં ગુફા પાસે આવી પહોંચેલા લૂટારૂને નવા પહેરેગીરે સલામ કરી, પરંતુ એની તરફ ઝાંખીને જોવાની એને ફુરસદ ન્હોતી. એનું ધ્યાન તો પોતાના પંજામાંથી છટકેલ શિકારમાં હતું. એણે લાલચોળ આંખે દાંત પીસતા પહેરેગીરને પૂછ્યુંઃ “જમાલ! અહીંઆ મ્હારા ઘોડા ઉપર બેસીને એક છોકરી ન્હોતી આવી?”

જવાબમાં પહેરેગીરે મસ્તક ધૂણાવ્યું, એટલે એ બોલ્યોઃ “જા, આજુબાજુ તપાસ કરી મ્હને ખબર આપ. હું અંદર બેઠો છું.”

“જેવી આજ્ઞા.” એવો ટુંકો જવાબ આપી પહેરેગીર એના દેખતાં બંદુક લઇ બે ડગલાં આગળ ચાલ્યો. પરંતુ જ્યાં મુબારકની પીઠ અંદરની બાંજુએ જવા ફરી, ત્યાં એ પણ એની પૂંઠે પાછો ફર્યો. ક્રોધમાં ગાંડો બનેલો મુબારક અંદર આવ્યો, તેવો જ એણે દ્વારના

બાટલાને ઇન્સાફ આપ્યો. નશામાં ચકચૂર બનેલો એ શયતાન એ પછી આગળ વધ્યો. ગુફામાં એક પત્થરના ઢાંકણાવાળું મજબૂત કારાગૃહ હતું, તે ઉઘાડી એ અંદર દાખલ થયો. એની પૂઠે લપાતો છૂપાતો ચેલો બનાવટી પહેરેગાર પણ ચાલતો હતો.

અદર દાખલ થતાં જ આપણા નવીન પહેરેગીરે જે દેખાવ જોયો, તેનાથી એની આંખોના ડોળા ઉંચા ચઢી ગયા. પત્થરની એક મજબૂત શિલામાં જડેલા લોખંડના કડા સાથે એક ખૂબસૂરત છોકરીને સાંકળ વડે કસકસીને બાંધીને અદ્ધર લટકાવવામાં આવી હતી. એના મોઢા સ્હામે એક લોખંડની જબરજસ્ત સગડી સળગતા અંગારાથી ધખ ધખ ધખી રહી હતી. એમાં બે લોખંડના તપીને લાલચોળ થએલા લાકડાના હાથામાં બેસાડેલા લોખંડના સળીઆઓ હતા.

શયતાન મુબારક એની છેક પાસે ગયો. એનો પીઠ પાછળ લટકતો ચોટલો પકડી એણે એ કુમારીકાનું નીચું મોઢું ઉચુ કર્યું. "કેમ! હજુ શો વિચાર છે?"

"મ્હારો વિચાર એક જ છે. દુષ્ટ!" એણે પોતાનો બળજબરીથી પકડેલો ચોટલો એના હાથમાંથી છોડાવવાનો પ્રયત્ન કરતાં તિરસ્કારભરી વાણીમાં જવાબ આપ્યો.

"યાદ રાખ, હઠીલી! કે જો જીદ નહિ છોડશે, તો જાનથી જઇશ. જે ખૂબસૂરતી પર હું પાગલ થયો છું, એને બેડોળ બનાવી દઇશ."

"ત્હારાથી થાય તે કરી લે, પણ હું ત્હારા જેવા નરપશુને કદાપી પણ પરણનાર નથી, તે નથી જ."

આટલું કહેતા એ નિરાધાર યુવતીએ ક્રોધે ભરાઈ પોતાનો તણાતો ચોટલો છોડાવવા એના હાથને બચકું ભર્યું. હવે મુબારક છેડાયો. અંગારા સમી ધગધગતી આંખે એણે પેલા તપીને લાલચોળ થએલા લોખંડના બંને સળીઆ ઉપાડયા. “ ચાલ...તો હવે ત્હારી આખીય ખૂબસૂરતીમાં એકલું આગળ પડી આવતું આંખોનું નૂર હું હમેશને માટે મ્હારા વૈરના ધુમાડા નીચે ઢાંકી દઉ છું...”

બિચારીએ પોતાની આંસુભરી આંખો મીંચી દીધી. ઘાતકી મુબારકે એ ધગધગતા સળીઆઓ એની આંખ આગળ ધર્યા. આપણો સાહસિક પહેરેગીર આ હૃદયભેદક દૃશ્ય હવે વધુ વાર જોઇ શકયો નહિ. એણે ધ્રુજતે હાથે નેમ તાંકી. એક નિર્દોષના પ્રાણનું રક્ષણ કરવા એક શયતાનના પ્રાણનો ભોગ લેવા એણે ઘોડો દાબ્યો. ભયંકર અવાજ થયો, અને બીજી જ પળે મુબારક લોહીલોહાણ બની નીચે જમીન ઉપર તૂટી પડયો. એ ધીખતા સળીઆઓ પણ એના જ શરીર ઉપર ચંપાઇ ગયા. પેલી અભાગીની યુવતીની આંખો પણ સહસા ઉઘડી ગઈ. આ ચમત્કાર અને એ અણધાર્યા આવી પહોંચેલા જીવન–રક્ષક તરફ ઝળઝળીઆં ભરી આંખે એ જોઇ રહી !

“ કો...કોણ...તું...તું......સ...સ...... ” લૂટારૂની નજર હવે એ ભેદી સરિતા ઉપર બરાબર પડી. પણ એ આગળ બોલી શકયો નહિ. એની થરડાતી આંખો અને તૂટતી વાચા બંને એકી સાથે હમેશને માટે બંધ થઇ ગયા.

પછી એ અભાગીની યુવતીને બંધનમૂક્ત કરવામાં આવી. આભાર નીચે દબાયલી એ હતભાગીની યુવતીએ પોતાની ઓળખાણ આપતા એ જીવનરક્ષકને કહ્યું: “ વીરપુરૂષ ! હું કાશી–નરેશની કન્યા

જયા છું. આજથી લગભગ ૭ માસ ઉપર એક ભયંકર રાક્ષસ મ્હને બગીચામાંથી ઉપાડી કાશ્મીરના એક રમ્ય સરોવરમાં ઉપાડી ગયો હતો. ત્યાંથી રાજકન્યા જળકુમારીએ મ્હારો ઉદ્ધાર કર્યો. પરંતુ મ્હારા રાજ્યમાં પાછા ફરતા મ્હને આ બદમાશ લૂટારૂ અને તેના માણસોનો અચાનક ભેટો થયો. કાશ્મીરની રાજકન્યાએ મ્હને સુરક્ષિત કાશી પહોંચાડવા સાથે મોકલેલા સૈનિકો એને હાથે માર્યા ગયા, અને હું એના હાથમાં સપડાઈ આ સ્થિતિને પામી. મ્હેં એની લગ્નની માગણીને ઠોકરે મારી, એટલે એણે મ્હારી આ પ્રમાણે દુર્દશા કરી. આપ આવી ન પહોંચ્યા હોત, તો આજ મ્હારી આંખો સદાને માટે મીંચાઇ ગઈ હોત. હવે હું મ્હારા જીવનરક્ષકનું નામ જાણી શકું છું ?"

"મ્હારૂં નામ સાગર છે. હું અમુક રાજ્યનો યુવરાજ છું, પરંતુ અમુક બાબતમાં પિતા સાથે મતભેદ પડયાથી છૂપે વેશે રાજ્ય છોડી નીકળ્યો છું. જ્યાંસુધી મ્હારી એક ઇચ્છા પૂરી ન થાય ત્યાં સુધી ત્યાં પાછા ન ફરવાની તેમ મ્હારા રાજ્યનું નામ–ઠામ કોઇને ન કહેવાની મ્હારી પ્રતિજ્ઞા છે."

"અને આપની એ ઇચ્છા ?"

"એ જાણવાને પણ આગ્રહ ન કરશો, સમય આવે કહીશ."

"ભલે...મ્હારી એક અન્ય યાચના છે, તે તો સ્વીકારશોને ?"

એની થનગનતી આંખોમાં પડતા પ્રેમના પડઘા અનુભવી સરિતાથી ઢાંકયા ન રહ્યા. એ એના અંતરના ભાવ સમજી ગઈ. જયા પોતાને ચ્હાય છે, એટલું જ નહિ પણ પોતાને એનું હ્રદય સમર્પી ચૂકી છે, એમ એ એની બોલવા–ચાલવાની ઢબ ઉપરથી જ

સમજી ગઈ. એ બોલી: "કહો, સ્વીકારવા જેવી હશે, તો જરૂર સ્વીકારીશ."

"તમે મ્હારી સાથે ચાલો...મ્હને કદાચ રસ્તામાં પાછી તમારી મદદની જરૂર પડે!"

"ભલે, બીજું કંઇ...છે?"

"બીજું તો ત્યાં ગયા પછી...ખાનગી છે, એટલે ત્યાં જ કહીશ."

"ના...ના. અહીં જ કહી નાખોને..."

"તમને ખોટું તો નહિ લાગેને?"

"લાગશે, તો ય ચલાવી લઇશું. તમારાથી રીસાઇશું નહિ, ને તમને એકલાં છોડીને ચાલ્યા જઇશું પણ નહિ, એની ખાત્રી રાખજો."

"હું તમને ચાહું છું. કુમાર!"

"તમે મ્હને મ્હારી બહાદુરીનું આ ઇનામ આપવા માગો છો?"

"તમે જે સમજો તે."

"અને સેવકને એ નાકબૂલ હોય તો!"

"તો વળી મ્હારે જરા વધુ માનપાન આપવા પડશે, વધુ કાલાવાલાં કરવા પડશે. બીજું શું?"

"પણ જયા! હું તો રખડતો રાજકુમાર છું."

"પણ મ્હારા બાપને હું એકની એક છું. મ્હારૂં કાશી તે આપનું જ સમજજો."

"ત્હારી માગણી હું એક શર્તે કબૂલ રાખી શકું."

" તે શી ? "

" હું જેમ કહું તેમ ત્હારે કરવું. કોઇપણ જાતની દલીલ વગર ! તેમ જ આપણા હાલ વિવાહ જ કરવા. લગ્નને માટે હું કહું ત્યારે. "

" જેવી તમારી ખુશી. "

" જો મ્હારી ઇચ્છા વિનાનું એક પણ પગલું ભરશે, તો પછી હું ત્હારો નહિ, ને તું મ્હારી નહિ. બોલ, છે કબૂલ ? "

" કબૂલ...મંજૂર... "

" તો લાવ, આપ વચન. "

" લ્યો, આ વચન...હવે કંઇ છે ? "

પ્રેમ–નાટકનો અહીં પડદો પડયો. અધીરી જયાને હૃદય સરસી દાબી યુવરાજ સાગરે સ્નેહની એક મીઠી ચુમી ભરી લીધી. ગાંધર્વ–વિવાહની મ્હોર–છાપ પડી ચૂકી. બંને હૃદયમાં છૂપા હરખાતા હતા. એ પછી કાશીની રાજકન્યા જયાનો હાથ ઝાલી યુવરાજ સાગર ગુફાની બહાર નીકળ્યો.

" કેમ...હવે ચાલશું ને ? "

" હા...એમાં વળી પૂછવાનું શું ? "

" ત્યારે ચા...લો. "

બંને કાશી તરફ ચાલતા થયા. એક રાજકન્યા જયા ! બીજો એનો શુરવીર જીવનરક્ષક યુવરાજ સાગર ! એનો વિવાહીત પતિ અથવા રાજકન્યા સરિતા ! પતિ–પત્ની બંને સ્ત્રી !

પછી એ વિચિત્ર–વિવાહનું પરિણામ શું આવ્યું ?



## પુષ્પ: ૧૩

## " મંગલ મિલન "



"જયા ! આજ એક નવીન નાટક ભજવવા મ્હારો વિચાર છે."

"તે વળી શું?"

"મ્હારા પિતા મ્હને હરહમેશ કહેતા હતા, કે મ્હારૂં સૌન્દર્ય પુરૂષ કરતાં સ્ત્રીને વધુ મળતું આવે છે."

"ને એમાં ખોટું યે શું છે?"

"તો બસ, હું આજ મ્હારૂં એ સૌન્દર્ય મ્હારી પોતાની આંખોએ નિહાળવા માગું છું."

"ઓહો ! એમાં શું? ચાલો મ્હારી સાથે, ને જોઇ નાખો દર્પણમાં..."

"એમ નહિ..."

"ત્યારે?"

"આજ તું ત્હારા સુંદરમાં સુંદર શણગાર મ્હને આપ."

"હા...અને પછી?"

"પછી હું તે પ્હેરીશ.."

"પણ તમને એ પહેરતાં આવડશે?"

"એમ તો હું સોળે કળામાં પ્રવીણ છું."

"પણ રૂપાળી રાજરમણી બનીને પછી તમારે કરવું છે શું?"

"એક ઉસ્તાદ ચિત્રકારને તેડી લાવ, અને મ્હારી એ વેશમાં એક ઉમદા છબી પડાવ."

"એ કામ મ્હારૂં. પણ પછી એ છબીને કરશો શું?"

"શહેરને દરવાજે લટકાવવી, અને નીચે લખવું, કે આ ચીત્ર માંહેની સ્ત્રીના માલીકે રાજ્યદરબારમાં કુમાર સાગરને મળવું."

"એથી શો લાભ ?"

"તે હું ત્હને પછીથી કહીશ..."

"કાશીનરેશની પુત્રી જયા અને યુવરાજ સાગર વિવાહીત દંપતિ ઉપરોક્ત વાર્તાલાપ કરી રહ્યા હતા. પોતાના પ્રિયતમ બુદ્ધિ-સાગરને શોધવા માટે સાગરવેશી કુમારી સરિતાએ આ નવી યોજના અમલમાં મૂકવા નિર્ણય કર્યો. કોઇ ન જાણે એમ રાત્રી પડતાં જ તેણે જયાની પાસે તેના બહુમૂલ્ય વસ્ત્રાલંકારો મંગાવી પોતાની દેખાવડી દેહલતા ઉપર પરિધાન કર્યા. જયા પણ પોતાના પ્રિયતમને સ્ત્રી-વેશમાં નિહાળવા અને તેની છબી પાડવા સાહિત્યો સાથે તૈયાર થઈ ગઇ. ત્યાં તો સ્ત્રી-વેશી સાગરે દ્વાર ખોલ્યાઃ "ચિત્રકાર મહાશય ! હવે પધારો..."

જયાએ અંદરના ભાગમાં પગ મૂક્યો. યુવરાજ સાગરને સાક્ષાત્ સ્વર્ગની મોહીનીના વેશમાં શોભતો નિહાળી એ તો સ્થિર જ થઇ ગઇ. ચિત્રકામના સાહિત્યો નીચે મૂકી દઇ એ હર્ષઘેલી યુવતી દોડી એને ભેટી પડી. "ખરેખર ! પ્રભુએ જો મ્હને પુરૂષ બનાવી હોત, તો હું તમને જ પરણુતે..."

બંને હસ્યા. યુવરાજ સાગરે જયાને સ્નેહભીને ગાલે એક મધુરી ચુમી ભરી લીધી. ત્યાર બાદ તે રંગમહેલમાં ઝૂલતા એક સુવર્ણ-હીંચકા ઉપર જઇ બેઠી. એક હાથે ડાબી અને બીજે હાથે જમણી સાંકળ પકડતા એ મલકતે મુખડે બોલીઃ "ચિત્રકાર મહાશયા, હવે ચલાવો..."

જયાએ પીંછી હાથમાં પકડી. ખંડમાં પૂરતો પ્રકાશ ઝગઝગી રહ્યો હતો. પરસ્પરનાં પ્રેમમાં પાગલ બનેલા પ્રેમીઓએ આખી રાત ઉજાગરો કર્યો. ચિત્ર પૂરૂં થયું, અને યુવરાજ સાગરને એ પસંદ પડયું. એટલે જયાના કહેવાથી એક રાજ્યસેવક એની નીચે કુમારશ્રીનો ઢંઢેરો ચીતરાવી એને શહેરને દરવાજે લટકાવી આવ્યો.

× × × ×

સારા શહેરમાં ચિત્રકળા અને એમાં ચિતરાયલી યુવતીના સૌન્દર્યના વખાણ થઇ રહ્યા. કોઇ એની નીચેનો ઢંઢેરો વાંચવા તો કોઇ એની ખૂબસુરતીથી નયનો ઠારવા એમ સેંકડો શહેરીઓના અને યાત્રાળુઓનાં ટોળાએ ત્યાં આગળ એકઠા થવા માંડયું. અને એ યાત્રાળુઓ જે જે શહેરમાં ગયા, તે તે શહેરમાં પણ એ જ વાત ચર્ચાવા લાગી. હજારો અને લાખ્ખો લોકો દિવાનાની માફક એ કળાનો નમૂનો અવલોકવા તૂટી પડયા.

યુવરાજ સાગરે પણ પોતાના દરવાનોને એવી સખ્ત સૂચના આપી હતી, કે કોઇપણ ગરીબ યા શ્રીમાન, ડાહ્યો કે દિવાનો ગમે એ મનુષ્ય એ ચિત્રના સંબંધમાં મ્હને મળવા આવે, તેને માનપાન સાથે અંદર લઇ આવી બેસાડવો, અને મ્હને ખબર કરવી.

તેમ છતાં ચાર ચાર દિવસ એમને એમ પસાર થયા. હજારો નિરીક્ષકોના ટોળામાંથી એક પણ મનુષ્ય એ સ્ત્રીની માલીકી સાબીત કરવા રાજદરબારને આંગણે ન ફરકયું. છેવટ પાંચમે દિવસે એક બીલકુલ ચક્રમ જેવો મુફલીસ ભિખારી એ લોકાનાં ટોળામાંથી ચિત્ર જોઇને બેબાકળો બની છબીને ઉઠાવી બગલમાં મારી રાજદરબારને પગથીએ " એજ...એજ...મ્હારી..." એવું કંઈ લવતો અને બડબડતો દોડયો.

એની પાછળ એક બીજો ભગવાવેશધારી યોગી પણ " એજ...એજ... મ્હારી મનમોહીની..." કહેતો દોડવા લાગ્યો. અને એ બંને હજુ રાજદરબારના પગથીઆ પૂરાં ચઢયાં પણ નહિ હોય, ત્યાં તો એક ત્રીજો સંન્યાસી હાથમાં જળ કમંડળ લઈ ખાંધ પર વ્યાઘ્રચર્મ નાખી એ બંનેની પૂંઠે પડયો.

યુવરાજ સાગર રાજકુમારી જયા સાથે "કેમ...કેવી ગમ્મત કરી." એમ હસતે મુખે વાત કરી રહ્યો હતો, ત્યાં તો રાજ્યસેવકે ઉપરોક્ત ત્રિમૂર્તિના આગમનના સમાચાર કહી સંભળાવ્યા. યુવરાજ સત્વર ઉઠી એમના સ્વાગત ખંડ તરફ ચાલતો થયો. એની પાછળ કૌતૂહલ જોવા અધીર બનેલી જયા પણ ગઈ.

× × × ×

આવતાની સાથે જ યુવરાજ સાગરે પહેલાં તો એ ત્રણે પાગલોને પગથી તે માથા સુધી ધારી ધરીને જોઇ લીધાં. ત્રણેને ઓળખતાં એની આંખમાં અને હૃદયમાં હર્ષના ચમકારા થયા. ત્યાર પછી ગંભીર મુખમુદ્રા કરી પેલા ચક્રમના હાથમાંથી ચિત્ર આંચકી લેતાં એણે કહ્યું: " તમારા ત્રણમાંથી આ રૂપસુંદરીનો ખરો માલીક કોણ છે વારૂ ?"

દરેક "હું...હું..." કરવા લાગ્યો, એટલે સાગરે પહેલાને સંબોધી કહ્યું: " વારૂ, તમે આ સ્ત્રી સાથે કઇ જાતની માલીકીનો સંબંધ ધરાવો છો ?"

" પતિ તરીકેનો..."

" ત્યારે તમારા બેમાંથી એક એનો બાપ અથવા કાકો અને બીજો એનો ભાઈ અગર સ્નેહી હોવો જોઇએ."

"નહિ, હું એનો આશક છું." નંબર બે મ્હોટેથી બોલી પડ્યો.

"અને હું પણ એને હૃદયથી ચ્હાઉ છું, એનો વિયોગી પ્રેમી છું." નંબર ત્રણે દર્દભર્યા અવાજે કહ્યું.

"મ્હોટો ગુંચવાડો ઉભો થયો છે, પણ ફિકર નહિ...હમણા જ એનો નિકાલ થઇ જશે. જયા! અંદરથી પેલી પ્યાલી ભરી લાવ..."

રાજકન્યા જયા કે જે પાસે જ બેઠેલી હતી, અને જેને કુમારે આગળથી ભણાવી રાખી હતી, તે અંદરના ખંડમાં ગઇ, થોડીવારે પાછી ફરી. એના હાથમાં એક લાલ પ્રવાહીથી છલોછલ ભરેલી પ્યાલી હતી. સાગરે એના હાથમાંથી એ લઇ નીચે જમીન ઉપર મૂકી. તે પછી એ કંઇક ગંભીર અવાજે બોલ્યો: "માફ કરજો, મહાશયો! પણ મ્હારે હવે તમને ઘણી જ દીલગીરી સાથે જણાવી દેવું જોઇએ, કે જે સ્ત્રીની માલીકી સાબીતી કરવા તમે પધાર્યા છો, તેણી હાલ આ દુનિયામાં નથી."

"શું ગઈ?" ત્રણે પ્રેમીઓ હતાશ હૈયે અડધા ઉભા થઇ ગયા.

"જરા શાન્ત પડો. પહેલાં મ્હારૂં કહેવું બરાબર સાંભળી લ્યો. મરનારની એવી ઇચ્છા હતી, કે મ્હારે એનું ચિત્ર શહેરને દરવાજે મૂકી એને સાચ્ચા હૃદયથી ચ્હાનાર એના પ્રેમીની તપાસ કરાવવી, અને જો તે મળી આવે, તો તેને કહેવું, કે એની મરતા મરતા એવી ઇચ્છા હતી, કે મ્હને સાચ્ચા જીગરથી ચ્હાનાર પ્રેમીએ મ્હારી પાછળ આ ઝેરની પ્યાલી પીને મ્હને મળવા સ્વર્ગલોકમાં આવવું. હવે આપ ત્રણે પ્રેમીઓમાંથી આ ઝેરની પ્યાલી ગટગટાવી એની છેલ્લી ઇચ્છાને માન આપવા કોણ તૈયાર થાય છે, વારૂ?"

પેલા બંને યોગીઓ રાજકુમારને આ વિચિત્ર ખુલાસો સાંભળતાં એકેકના મોઢા સ્હામે જોઈ રહ્યા. બંનેમાંથી એકેનો હાથ એ પ્યાલી ઉચકવા ન લંબાયો. પરંતુ પેલા પાગલ ભિખારીની આંખમાં આ વાત સાંભળી આંસુ ભરાઈ આવ્યાં. ધીરે રહીને એણે એ પ્યાલી ઉપાડી. "હુ જ એનો સાચ્ચો પ્રેમી અને હકદાર છું... એણે મ્હારે માટે જે ભોગ આપ્યો છે, તે જોતાં હું એની આ છેલ્લી ઇચ્છાને માન આપવા ચૂકું તો હું એનો પ્રેમી શાનો?"

આંખો મીંચી એ શુદ્ધ પ્રેમી જોતજોતામાં એ પ્યાલી કંઠમાં ખાલી કરી ગયો, ત્યાં જ યુવરાજ સાગર ખડખડાટ હસી પડયો. "હા...હા...હા...હા...હા...મૂર્ખાઓ ! આખરે તમારો દંભ ખુલ્લો પડી ગયો છે. આ પ્યાલીમાં ઝેર નહિ પણ શરબત હતું."

"હેં..." ત્રણેની આંખો ફાટી ગઈ.

"સાચ્ચા પ્રેમની પરીક્ષા થઇ ગઈ. એનો ખરો માલીક મ્હને મળી આવ્યો છે. એને એ ચીજ તમારા દેખતાં જ હવાલે થશે, અને તમે જુઠું બોલી પારકી સ્ત્રીને લઇ જવાની ખોટી દાનતથી અહીં આવ્યા, તે બદલ તમને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવશે."

"તો શું મ્હારી સરિતા હજુ જીવે છે?" પેલો ચક્રમ પ્રેમી હર્ષથી ઉભરાતે હૈયે ઉભો થઇ ગયો.

"હા...મ્હારા નાથ ! મ્હારા પ્રભુ ! તમારી અભાગીની સરિતા તમારે માટે હજુ જીવે છે. આ રહી...જુઓ .."

યુવરાજ સાગરે પોતાના માથા ઉપર બાંધેલો શિરપેચ દૂર કર્યો. કાળો ભ્રમર જેવો ચોટલો કરંડીયામાંથી સર્પ બ્હાર પડે એમ એની પીઠ ઉપર પથરાઇ રહ્યો. જયા અને પેલા બે યોગી તો આ ચમત્કાર જોઇ આભા જ બની ગયા, જ્યારે પેલા ચક્રમ ભિખારીના

વેશમાં ભટકતો ભટકતો અહીં સુધી આવી પહોંચેલો પ્રધાન બુદ્ધિસાગર પોતાની પ્રિયતમાને સ્નેહાશ્રુ ભરી આંખે ભેટી પડયો.

"કુમાર...કુમારે...આ શું?" જયા ભીની આંખે એની તરફ જોઇ આટલું માંડ માંડ બોલી.

"બહેન...જયા...મ્હને માફ કર...મ્હેં ત્હને આટલો વખત સુધી જે ભયંકર પ્રતિજ્ઞા લેવડાવી હતી, તે આટલા જ માટે. ત્હારે લઇને આજ હું મ્હારા પતિદેવને પુનઃ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇ છું."

"અને મ્હારૂં શું?"

"તમારે માટે યોગ્ય પાત્ર મેળવવાની જોખમદારી આ શ્રીપુરની રાજકન્યા સરિતા પોતે લે છે, સમજ્યાં મ્હારા જયાબ્હેન!"

"તમે શ્રીપુરના રાજકુમારી સરિતાદેવી!." જયા હવે એને ખરે નામઠામે ઓળખતાં સાશ્ચર્ય બોલી.

"જી હા, અને આ મ્હારા સ્વામીદેવ! કર્ણાવતીના પ્રધાન બુદ્ધિસાગર પોતે..."

"કોણ બુદ્ધિસાગર! મ્હારો બાહોશ પ્રધાન?" પેલા યોગીઓમાંનો એક અજાયબીથી એની તરફ જોઈ બોલી પડયો.

"તમે કોણ છો?" બુદ્ધિસાગરે એને સ્હામો પ્રશ્ન કર્યો.

"હું...સરિતાની શોધમાં પાગલ બની ભટકતો ત્હારો એક વખતનો રાજા કર્મવીર..."

"કોણ...મ્હારા મહારાજા..." કહી બુદ્ધિસાગર એના પગમાં પડયો. સરિતાએ પણ શીર ઝૂકાવ્યું. ત્યાં કર્મવીરે સરિતાનો હાથ બુદ્ધિસાગરના હાથમાં મૂકતાં ભીની આંખે કહ્યું: "મ્હારા બાળકો! ચિરંજીવી રહો."

"અને આ કોણુ છે વારૂ?" જયાએ પેલી ગૂપચૂપ બેઠેલી ત્રીજી વ્યક્તિને પૂછ્યું.

"હું સ્નેહપુરનો રાજા સર્વદમન છું. સરિતાકુમારી! લગ્નની રાત્રે તમે એકાએક ગૂમ થયા પછી મ્હને રાજ્યપાટ ઉપર વૈરાગ્ય આવતાં હું યોગી થઇ ગયો, અને કરવત મૂકાવી પેલે જન્મે તમને પ્રાપ્ત કરવાની અભિલાષાએ આ કાશીનગરમાં આવી ચઢયો.'

"હવે શો વિચાર છે?" સરિતાએ તિરસ્કારભરી દ્રષ્ટિએ એની તરફ જોતાં પ્રશ્ન કર્યો.

"હવે હું આપ સર્વને હેરાન કરવા માટે ક્ષમા માગી આજ વેશમાં મ્હારા જન્મનું સાર્થક કરવા બદ્રિકાશ્રમમાં જાઉં છું, અને મ્હારૂં રાજ્યપાટ મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવા હું પ્રધાન બુદ્ધિસાગરને સોંપતો જાઉં છું."

આ મંગલ-મિલનનો ઉત્સવ ઉમંગપૂર્વક ઉજવાય, અને રાજા સર્વદમન ચાલતા થાય, ત્યાં તો એ ઓરડામાં રાજ્યસેવક આવીને ઉભો રહ્યો. જયાએ એને પૂછ્યું: "શું છે?"

"જયપૂરના યુવરાજ જયન્તકુમારને લઇ કોઇ યોગી આવ્યો છે, તે આપને મળવા માગે છે."

"યોગી!" શબ્દ કાને પડતાં જ સરિતા અને બુદ્ધિસાગર ચમક્યાં. જયા એને કંઇ જવાબ વાળે તે પહેલાં જ સરિતા બોલી પડી: "જા...જા... એમને એકદમ અંદર લઇ આવ."

રાજ્યસેવક નમન કરીને ગયો, એટલે થોડી વારે યુવરાજ જયન્ત યોગી સાથે અંદર દાખલ થયો. "કોણ બુદ્ધિસાગર! કોણ જયન્ત!" એમ અન્યોઅન્ય મુખમાંથી ઉદ્દગાર બ્હાર પડયા. બંને

સ્નેહીઓ એકેકને ભેટી પડયાં. ત્યાં જયન્ત બોલ્યોઃ "કેમ! શ્રીમતી ચતુરા! આ દેવી મહાકાળીની ઓળખાણ પડે છે કે?" (પુષ્પઃ ૯ ભાગ ૨)

"તમારી ભાભીને પૂછી જુઓને, સાંભરે છે એમને, હવે એમની સખી ચતુરા..." બુદ્ધિસાગરે હસીને એવો જ જવાબ આપ્યો. સરિતા ભૂતકાળની એ રસિક વાત સંભારતાં શરમાઇ ગઈ, ત્યાં જયન્ત બોલ્યોઃ "ભાભી! આ પુરૂષવેશ પ્હેરીને હવે કયો નાટક ભજવવા વિચાર છે વારૂ?"

પણ સરિતા એનો કંઇ ઉત્તર આપે, તે પહેલા યોગી બોલી પડયોઃ "પણ મહાશયો! તમને કોઇને આ ગંગા ડોસી યાદ આવે છે કે?" કહેતાં જ યોગીએ દાઢી ને જટા દૂર કર્યાં.

"કોણ બારોટ સુબોધસાગર!" ત્રણે સાશ્ચર્ય બોલી પડયાં.

"જી...હા...એજ...આપનો સેવક..."

"પણ તું તો અગ્નિમાં ભસ્મિભૂત થઇ ગયો હતો ને?"

"હું કેમ બચ્યો? તે આપને પછીથી કહીશ, હજુ આપણે એક મહત્વની વ્યક્તિની તપાસ કરવાની બાકી છે."

"અને તે?" સરિતાએ પ્રશ્ન કર્યો.

"યોગીનીદેવીની."

"એ કયાં છે?"

"તેની મ્હને કંઇ જ ખબર નથી. આપને બચાવવા જતાં સરિતાના ઉંડા જળમાં હું પટકાઇ પડયો, તે પછી મ્હને એમની કશી ખબર નથી."

"પણ ત્યારે તમારો અને જયન્ત કુમારનો ભેટો કેવી રીતે થયો? અને તમે બંને અહીં એકાએક શી રીતે આવી ચઢયા?"

" એ ઇતિહાસ આપને કુમારશ્રી જાતે જ કહી સંભળાવશે. "

" જયન્ત કુમાર ! તમે કાશ્મીરની એ રાજકન્યાને–તમારી સ્વપ્નસુંદરીને પરણવા ગયા હતા ને ?" (પુષ્પ–૧૦ ભાગ ૧)

" હા...ત્યાં ગયો, અને એને પરણ્યો પણ ખરો. લગ્ન થઈ ગયા પછી હું એને લઈ જયપુર પાછો ફરતો હતો, ત્યાં કલ્પનાની ઇચ્છાને માન આપી અમે સરોવરમાં જળક્રીડા કરવા પડયા. રૂષિની શાપિત એવી એ ગાંધર્વ કન્યાની આ છેલ્લા સાતમા અવતારની અવધ પૂરી થતી હોવાથી એ આકાશમાર્ગે ઉડી ગઇ. અને મ્હને આ વીંટી આપી કહેતી ગઈ, કેઃ " કુમાર ! આ મુદ્રિકા લઈ તમે કાશી જજો, અને ત્યાં રાજકન્યા જયાને બતાવી મ્હારૂં નામ દેજો, એટલે એ તમને ઓળખશે. એ મ્હારી પ્રીય સખી છે, મ્હારે બદલે એને પરણી સુખી થજો. જુઓ, આ રહી એ વીંટી. "

જયન્તે આંગળીએથી વીંટી ઉતારી નીચે મૂકી, એટલે જયા કે જે આ બધી વાતચીત રસપૂર્વક સાંભળી રહી હતી, તેણે એ જિજ્ઞાસાપૂર્વક ઉપાડી લીધી હાથમાં આવતાં જ એણે એ ઓળખી. " આ તો પેલા બદમાશ લૂટારૂ મુબારકને મારી મ્હને એના સરોવરના ભેદી મકાનમાંથી છોડાવી છૂટા પડતી વખતે મ્હેં કાશ્મીરની રાજ-કન્યાને આપી હતી, તે..."

" ત્યારે તો તમે તમારી એ પ્રિય સખીની છેલ્લી ઇચ્છાને માન આપવા હવે નહિ જ ચૂકો. કેમ બ્હેન ?" સરિતાએ જયાનું નીચું ઝૂકેલું ચંદ્રવદન ઉંચું કરી એની મસ્તીભરી આંખમાં પ્રતિબિં-બીત થતી પ્રેમલિપિ ઉકલવા પ્રયત્ન કર્યો.

પણ એ કંઇજ ન બોલી શકી. સરિતાએ આગળ ચલાવ્યું: "જયા બ્હેન! મ્હારે માથેથી ઇશ્વરે અનાયાસે એક જોખમદારી ઉતારી નાખી છે. હવે મ્હારે તમારે માટે વરની શોધ કરવા કયાંય જવાની જરૂર નહિ પડે."

"બહુ સારૂ." કહેતા જયાએ કોઇ ન જુએ એમ એના પડખામાં ચૂંટી ભરી, પણ એનાથી હસાઇ જવાયું.

ત્યાં જયન્તે પોતાની એ ભવિષ્યની પ્રિયતમાને ખૂશ કરવા પોતાની રસિક વાર્તા કહેવી આગળ ચલાવી. "......અને પછી હું પાગલ બની જંગલમાં ફાવે ત્યાં રખડવા લાગ્યો. રખડતો રખડતો આપઘાત કરી પ્રાણુ પાડવાનો નિશ્ચય કરી હું ઘણે દૂર સરિતાને તટે નીકળી ગયો. ત્યાં મ્હેં આ યુવાન યોગીને પાણીમાં ઘસડાતો જોયો, અને બચાવ્યો. મ્હેં એને તો ન ઓળખ્યો, પરંતુ એણે મ્હને ઓળખી કાઢયો, અને મ્હારી એ દુર્દશા માટે પૂછયું. મ્હેં એને બનેલી સર્વ ઘટનાથી વાકેફગાર કર્યો, અને એણે મ્હને શાન્તવન આપી પોતાની સાથે કાશી આવવા કહ્યું. મ્હેં એને યોગીની માટે પણ જાણતો હતો, એટલી વાત કરી હતી, અને અમે બંનેએ જે જગ્યાએ મ્હેં વસ્ત્ર ઉતારી એમને સાચવવા સોંપ્યા હતા, ત્યાં પણ પાછળથી ખૂબ તપાસ કરી હતી, પરંતુ એમનો કંઇ જ પત્તો લાગ્યો નહિ. આખરે મ્હારા મનની સ્થિતિ નબળી લાગવાથી, અને યાત્રાળુઓને મોઢે કાશીનગરમાં ફેલાયલા કોલાહલની વિચિત્ર વાત સાંભળી એ મ્હને જયપૂર ન લઈ જતા સમજાવીને અહીં કાશી જ ખેંચી લાવ્યો..."

"અને હવે આપણે યોગીનીદેવીની તપાસ જલ્દી કરવી જોઇએ."

"જરૂર...પણ તે પહેલા અન્ય એક મંગલ કાર્ય થઇ જવું જોઇએ." સરિતા હસતી હસતી બોલી.

"અને તે?" જયન્તે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

"જયન્તકુમારની મુદ્રિકા જેણે અહીંથી વગર રજાએ ઉપાડી લીધી છે. એ ચોરને સજા..."

આટલું બોલી સરિતાએ શરમાતી જયાનો હાથ લઇ જયન્ત-કુમારના હાથમાં મૂક્યો. "કુમાર! તમે મ્હને વર શોધી આપ્યો હતો, હું તમને વહુ શોધી આપું છું. જાળવજો, મ્હારી આ એક વખતની પ્રિય અર્ધાંગનાને..."

જયન્ત અને જયાનો મંગળ હસ્તમેળાપ થઇ ગયો. સ્નેહી-ઓના મંગલ-મીલન થઇ ગયા. સર્વેએ પોતપોતાના સુખદુઃખોના ઇતિહાસ પરસ્પરને કહી સંભળાવ્યા. અને એ પ્રેમના મસ્તી-તોફાને ચઢેલું ટોળું એકેકની મશ્કરી કરતું જયા-જયન્તના લગ્નનું મંગલ મુહૂર્ત નક્કી કરતું હતું, ત્યાં તો એક પ્રતિહારે આવી ખબર આપી, કેઃ "કાશ્મીરથી પાછા ફરતા સરદાર જયવીર કોઇ જરૂરી સંદેશ લઇ આવી પહોંચ્યા છે, અને તે આપને હાલને હાલ મળવા માગે છે."

"જા, એમને આવવા દે." જયાએ એને જવાબ વાળ્યો. પ્રતિહાર મસ્તક ઝૂકાવી બ્હાર ગયો. સર્વ કોઇ આ રંગમાં ભંગ પાડનાર શબ્દો સાંભળી ચકિત થઇ ગયા. ત્યાં પ્રધાન સુમંતની આજ્ઞાથી લાંબા વખતથી અદ્રશ્ય થયેલ રાજકન્યા જયાની શોધમાં નિષ્ફળતા પ્રાપ્ત કરી પાછા ફરતા રાજ્યના વિશ્વાસુ સરદાર જયવીરે પ્રવેશ કર્યો. અંદર આવતા જ એની આંખો રાજકન્યા જયા અને રાજકુમાર જયન્ત ઉપર પડી. આશ્ચર્યભરી આંખે એ બોલી ઉઠયોઃ

"કોણ રાજકન્યા...તમે...અને જયન્તકુમાર તમે..."

"હા...જયવીર! હું લૂટારૂ મુબારકના પંજામાંથી બચી ગઇ છું. કહે, તું શી ખબર લાવ્યો છે?"

"મ્હારી ખબર કુમાર જયન્તને માટે છે."

"શું મ્હારે માટે?"

"જી હા. કાશ્મીરથી પાછા ફરતા મ્હને એવી ચોક્કસ ખબર મળી છે, કે આજ કેટલાક દિવસ થયા ત્યાંની રાજકન્યા અને જયપૂરના યુવરાજ જયન્તકુમાર એકાએક અદ્રશ્ય થયા છે. અને એને માટે શક ઉપરથી એક યોગીની જેવી ભગવાધારી સ્ત્રીને પકડવામાં આવી છે. જેને આજથી ત્રીજે દિવસે સંધ્યાકાળે કાશ્મીરાધિપતિ દેહાંતદંડની સજા કરનાર છે."

"યોગીની!" સરિતા, બુદ્ધિસાગર, બારોટ અને જયન્ત ચારે એકી સાથે બોલી પડયા.

"હા...જ્યારે યુવરાજને હું અહીં જોઉ છું. કુમાર! એ નિર્દોષના પ્રાણ બચાવવા હોય, તો સત્વર કાશ્મીર જઇ પહોંચો."

"તમે એક કામ કરો. હમણા ને હમણા જયપૂર જઇ મ્હારી લાંબા વખતની ગેરહાજરીથી ચિન્તાતુર બનેલા મ્હારા પિતાશ્રીને મ્હારા કુશળ વર્તમાનથી વાકેફ કરી ધીરજ આપો, દરમ્યાન અમે એ યોગીનીને બચાવી આવી પહોંચીએ છીએ." કુમાર જયન્તે એને સમજણ પાડી.

"જેવી આજ્ઞા."

જયવીર જયન્તકુમારનો હુકમ બજાવવા જયપુરને રસ્તે પડયો, જ્યારે બારોટ સુબોધસાગર, કુમાર જયન્ત, રાજકન્યા જયા, સરિતા, પ્રધાન બુદ્ધિસાગર અને રાજા કર્મવીર કાશ્મીર જવા નીકળ્યા.

પછી યોગીનીદેવીનું શું થયું?

## પુષ્પ: ૧૪

## " યોગીની દેવી "



કાશ્મીરના રાજમહેલ પાસેના ચોગાનમાં આજ હજારો માણસોની મેદની જામી હતી. રાજકન્યા અને કુમાર જયન્તના એક યોગીનીના વેશમાં ભટકતી પિશાચીનીએ ખૂન કર્યાની વાત સર્વ કોઇના શોકથી છવાયલા મુખમાંથી બ્હાર સરી રહી હતી.

સંધ્યા સમય થતાં જ બંદીવાન યોગીનીને ત્યાં લાવવામાં આવી. મહારાજાએ છેલ્લી વારને માટે એને પ્રશ્ન કર્યો: " હજુ પણ મરતાં પહેલાં સાચું કહી દે. એ બંનેની તેં શી દશા કરી છે?"

" હું કંઇ જ જાણતી નથી, નિર્દોષ છું."

" તો મરવાને તૈયાર થા."

મહારાજાની આજ્ઞા થઈ ચૂકી. બે પ્રચંડ રાજ્યસેવકોએ એને જમીનની વચ્ચોવચ્ચ દાટેલા એક લાકડાના ચોરસ થાંભલા સાથે કચકચાવીને બાંધી દીધી. સ્હામે ઉભેલા સાતે તીરંદાજોએ ધનુષ્ય-કમાન ઉપર પોતાના ઝેરી તીરો ચઢાવી તૈયાર રાખ્યાં.

" છેલ્લો હુકમ આપું છું, કંઇ કહેવું છે? " મહારાજાએ એને છેવટનો પ્રશ્ન કર્યો.

" મ્હને શોધતો કોઇ યોગી મળી આવે, તો એને કહેજો, કે ત્હારી માતા આ રીતે મરણને શરણ થઇ છે. "

" ત્યારે હવે...એક...બે......"

ત્રણ શબ્દ એના મોઢામાંથી બ્હાર પડે, અને એ નિર્દોષ યોગીનીનું શરીર તીરોની તીવ્ર અણીઓથી વીંધાઇ જાય, તે પહેલાં

સુસવાટો મારતું એક તીર આવી એ લાકડા સાથે વીંટળાયેલી રસ્સીમાં ખૂંચી ગયું. દોર તૂટતાં જ યોગીની બંધનમુક્ત થઈ ગયા. જ્યારે એક રાજ્યસેવકે એ તીર ખેંચી કાઢી મહારાજાના હાથમાં મૂક્યું. એની ઉપર એક નાનકડો પત્ર વીંટાળવામાં આવ્યો હતો. એ છોડયો ને વાંચ્યો. એમાં લખેલું હતું, કેઃ




કુમાર જયન્તનું નામ જોતાં જ મહારાજાના હતાશ હૈયામાં આશાના પૂર ઉછળવા લાગ્યાં. એણે તીરંદાજોને કમાને ચઢાવેલાં તીર પાછાં ઉતારી લેવા ફરમાવ્યું. એટલામાં દૂરથી ધૂળના ગોટેગોટ ઉડતા દેખાયા. રાજસેવકો અને પ્રજાજનોનું ટોળું આતૂર આંખે એ તરફ જોઈ રહ્યું.

૭ ઘોડેસ્વાર ત્યાં આવી ઉભા. એમાં બે સ્ત્રી અને ચાર પુરૂષો હતા. બારોટ સુબોધસાગર ઉર્ફે આપણો પૂર્વપરિચિત યોગી યોગીનીદેવીને ચરણે પડયો. રાજકુમારી સરિતા અને પ્રધાન બુદ્ધિસાગર પણ યોગીનીદેવીને ભીની આંખે નમ્યા. કુમાર જયન્તની સાથે પોતાની કન્યા કલ્પનાને નહિ પણ કોઈ બીજી જ રાજકન્યાને (જયાને) જોતાં કાશ્મીરનરેશે અજાયબીથી પૂછયુંઃ

“ કુમાર ! મ્હારી કલ્પના ?”

જયન્તની આંખમાં પાણી ભરાયાં. એણે ભરાયલે કંઠે બનેલી ઘટના સવિસ્તર કહી સંભળાવી. શોકસાગરમાં ડૂબેલા મહારાજાને

જયાએ સમજાવી શાન્ત પાડયા: "મહારાજ! આજથી તમે જ મ્હારા પિતાની જગ્યાએ, અને હું જ તમારી કલ્પના......"

મહારાજાએ જયાને છાતી સરસી ચાંપી પુત્રીના વ્હાલભર્યા સંબોધનને સંબોધી સંતોષ માન્યો. ત્યારબાદ યોગીનીદેવી કે જેઓ રાજા કર્મવીરને ત્યાં આવેલા જોઇ આનંદિત થયા હતા, તે બોલ્યા: "ઇશ્વરકૃપાએ આજ સર્વ સ્નેહીજનો ઝેરવેર ભૂલી એક થઈ ગયા છે, મ્હારૂં ધારેલું કાર્ય સફળ થઇ ચૂકયું છે, એટલે હવે મ્હને મ્હારો ગુપ્ત વેશ છુપાવી રાખવાની કશી જરૂર નથી. મહારાજ! કર્ણાવતીના રાજયમ્હેલને લ્હાય લાગી હતી, એ ભૂતકાળ કંઇ સાંભરે છે?" યોગીનીએ ખાસ કરીને રાજા કર્મવીર તરફ જોઇ આ પ્રશ્ન કર્યો. (ભાગ ૧ લો પુષ્પ: ૧૩)

કર્મવીર એના આ પ્રશ્ને કંઈક ચમકયો, પણ હિંમતથી બોલ્યો: "પ્રધાન બુદ્ધિસાગર સરિતાને લઇ ન્હાસી ગયો...હતો...તે પ્રસંગ..."

"હા...તે જ...તે વખતે તમારૂં શું થયું હતું?"

"હું ઘાયલ થઇને જમીન ઉપર પડયો હતો. શત્રુનું સૈન્ય મ્હને મૃત્યુ પામેલો ધારી આગમાંથી પોતાના પ્રાણ બચાવવા ન્હાસી ગયું હતું. એક વફાદાર રાજયસેવકે મ્હને આમાંથી બચાવી પોતાને ત્યાં થોડો વખત આશ્રય આપ્યો હતો. અને ત્યાં સંપૂર્ણ આરામ પામ્યા પછી અત્યાર પર્યંત હું આ સાધુ–વેશમાં ભટકયા કર્યો હતો..."

"અને તમારી મહારાણી કર્મદેવી?"

"એની મ્હને ખબર નથી, પણ મ્હારા ધારવા પ્રમાણે એ પ્રચંડ આગમાં બળી મરી હોવી જોઇએ, કારણ કે મ્હારા એ વફાદાર સેવક પાસે મ્હેં એની તપાસ કરાવી હતી, પણ......"

"નહિ, એ સાહસિક વીરાંગના એ અગ્નિમાં સળગી મરી ન્હોતી, પરંતુ આપને સોધવામાં નિરાશ થઇ પાછી ફરતી હતી, ત્યાં આપને જે હાથે અન્યાય પામી બેશુદ્ધ થઇ પડેલા નિર્દોષ બારોટ સુબોધસાગરને બચાવી છૂપા રાજમાર્ગને રસ્તેથી ન્હાસી જવા પામી હતી."

"ત્યારે તો હાલ તે જીવતી હોવી જોઇએ ?"

"જરૂર...આપની એ અર્ધાંગના કર્મદેવી તે જ આ અભાગીની યોગીનીદેવી."

"અને આ યોગી તે જ શ્રીપુરનો રાજ્યબારોટ સુબોધસાગર." બારોટ વચ્ચે કૂદી પડયો.

"આહા! દેવી! તું ખરેખરી સતી છે. મ્હને માફ કર." કહેતા યોગીનીએ પ્રેમાશ્રુભરી આંખે પતિના ચરણો પકડી લીધા.

પછી એ પ્રેમ–નાટકનો છેલ્લો પડદો પડયો.



# ઉપસંહાર

(૧) જયા જયન્તનાં લગ્ન ઘણી જ ધામધુમથી થયાં. જયપુર અને કાશી બંનેની રાજ્યગાદી એમને મળી.

(૨) રાજા કર્મવીર રાણી કર્મદેવીને લઇ કર્ણાવતી પાછા ફર્યા, અને રાજ્યગાદી પાછી શોભાવી.

(૩) રાજા સર્વદમનની ઇચ્છાને માન આપી પ્રધાન બુદ્ધિસાગર સરિતાકુમારી સાથે સ્નેહપુરને સિંહાસને વિરાજ્યો.

(૪) રાણી કર્મદેવીની વિનંતિથી બારોટ સુબોધસાગર શ્રીપુર ન જતા એમની સાથે હમેશાને માટે કર્ણાવતી જ જઇને રહ્યો.

(૫) રાજા સર્વદમને પોતાનું અવશેષ આયુષ્ય બદ્રિકાશ્રમમાં સંન્યસ્તની દિક્ષા લઇને પૂરૂં કર્યું.



